તે કબહુક સતસંગ સભામે, જો ભૂલ્યા પડી આવે;
હાહા કરે હૈયાના ફૂટલ, પણ અંતર નવ ભાવે. ૩
ભાવ નહિત્યે ભ્રાન્ત વિના નર, નૈન વિના કયમ સૂઝે;
તે ભુંદુ અપરાદી અંધુ, બૂચટ કાંયન બૂઝે. ૪

ચોસરા. ૧૩

ઝહેણા થઈ જખમાર સરીખા, મૂખસે મીઠુ મનવે;
અલગા જઇ અનહુત અભાગ, બોલ બગાડી જનવે. ૧
ચેહેવા જંત જનાવરના સરખા, કાગ કુટુંબના કલીયા;
મહાવાયસણી વણસીત વીસવા, ઉલક અનંગના ફલીયા ૨
નિચતણા બહુ નિચ નઠારા, અંત્યજાત્યથી ઓહોરા;
તહેને મોક્ષ મળે નહિ મુકરે, ભવમે ભરમત બહોરા. ૩
મંદ અભાગિ જુવે નાં જાગી, આગી અંગજીનુ જે;
તે ભુંદુ અપરાદિ અંધુ, બૂચટ, કાંય ન બૂઝે. ૪

ચોસરા. ૧૪

દલ માંને ડહાપણના ડાહ્યા, રહેશ વિના જે રદવા;
ગોળ ખોળ સમ જ્ઞાન ધ્યાનકી, ગતી ન જાણુત ગધવા. ૧
તે જંમ તંમનું કયમ ન બોલે, પાપપુન્ય નવ પરખે;
જંમ શ્રીમંત સારા માણસને સ્વાન, ભસે તે સરખે. ૨
તમ તહેનું દુઃખ ન ધરે સાધુ, રૂદે મહી કોઇ કાળુ;
પણ તહેના અણ કારજ માટે, શિખ દે દીન દયાળુ. ૩
એ શિખની ઉર આંચ ધરીને, સુમતિ ગ્રહી નવ સૂજે;
તે ભુંદુ અપરાદ અંધુ, બૂચટ કાંય ન બૂઝે. ૪

ચોસરા. ૧૫

સુક્તિનો લવલેશ ન જીનમે, જનમ ધર્યો જે દિનથી;
જેહેનાં ઉર અંતર અણભેદાં, તે કયમ રહે આધિનથી. ૧

જો કદપિ તેહી દાન કરે તો, જ્યૌ ઉનાળે વરખ્યા;
જ્ઞાનહિણ પરપંચિ પુંજે, તે જેહેવા તે સરખા. ૨
નાજન ન ઉપજે ખરે ઉનાળે, વરખ્યા નિષ્ફળ જાઇ;
ત્યૌ પરપંચી પુંજનનું પદ, ફળે ન ફુલે તાઇ. ૩
બુદ્ધિ નરને બુધ્ય વિના જે, અવળે અવળુ સૂઝે;
તે ભુંદુ અપરાદી અંધુ, બૂચટ કાંય ન બૂઝે. ૪

ચોસરા. ૧૬

વિસવાસી ઘાતી ગત્યહીણના, વિણના વિટલ ફજેલા;
ઉંચા હોય પણ નિચતણી મત, પતિરત્ય જ્ઞાન તજેલા. ૧
મનુષતણે તન ઓપીત ઉપલ્યા, દિસત સબ જુગ જેસા;
પણ અંતરના ઓરહી ઉનમત, મહિષિ સુત જ્યૌ ભેસા, ૨
તે અરણા આરણવન જેસા, વસ્તિ આંન્ય વિલાસે;
હલણ ચલણ તેનાં તે લક્ષણ, પુરવિત પોત પ્રકાશે. ૩
ઓરૂ અજીયા અનસુતના સરખા, બકબક કરત બનુ જે;
તે ભુંદુ અપરાદી અંધુ, બૂચટ કાંગન બૂઝે. ૪

ચોસરા. ૧૭

પોતે તો કાંય પુન્ય કરે નહિ, ઓરને વારી રાખે;
જેહેનું લગન લગ્યું હોય જીનમે, તેહેના અવગુણ ભાખે. ૧
અવગુણ દાખી કરે વિલાખી, જંનથી જુદો પાડે;
એસાકુટના સંગ તણાં ફળ, નિશ્ચે નરક પમાડે. ૨
નરક પમાડે કબહુ ન કાઢે, યુગ યુગ વિત્યા જાઇ;
કહુછું તહારા કારજને, જો માને તો ભાઇ. ૩
તદપી જો તેહેના સંઘતની, આશ કરીને અમૂઝે;
તે ભુંદુ અપરાદી અંધુ, બૂચટ કાંય ન બૂઝે. ૪

ચોસરા. ૧૮

તે માટે તેહેના પરસંગને, તજીયે તન મનથી;
ઉંચા હોય તો આશ કસી છે, જીવન તો છે ઘનથી. ૧

રાજા પરજા ઓરૂ ધનવંતા, ચકરવરતિ જો કહાવે;
સ્થાવર જંગમ વિશ્વ ચરાચર, પરજન જાહાંન જીવાવે. ૨

તબતે આશ કરે કહો કુણની, એક જીવન છે સબને;
ઉદે અસ્ત લ્યો કાજ ચલત જ્યો, એકતા ચાલે રબને. ૩

એસી સમઝ જુગત જમ કહી તમ, જો ન રચે રદ તુઝે;
તે ભુંદુ અપરાદી અંધુ, બૂચટ કાઇ ન બૂઝે. ૪

ચોસરા. ૧૯

જે સંગતથી સતમતીના સત, મુરખપણું પણ પાવે;
તે સંગત્યમે કાળા મુખના, કહો કરમે શું આવે. ૧

જે નરને પરછાયે પ્રાત્યક લાગે નરક પડયાનું;
તો તે પુરૂષતણા પાપનકુ, શું કહું પીઠ પડયાનું. ૨

ગ્રામતણો અદકારી અદબી, રહિત લોકજીનું માંને;
તેહેનો પણ સંઘસ નવ કરીયે, જો ભૂલ્યા હોય ભાંને. ૩

ભાંને ભૂલ્યા જે ઘટ ઉજડ, બુઝડ બરખત નુઝે;
તે ભુંદુ અપરાદી અંધુ, બૂચટ કાંય ન બૂઝે. ૪

ચોસરા. ૨૦

ઉંચા કુળના હોય પણ તેહેનાં, તનમન તાડ સરીકાં;
ફળ લાગે પણ ફોગટ સરખાં, રસકસનાં જે ફીકાં. ૧

એહેવાં ફળ એહેના કરતવનાં, ફળવાલે તે ભુકતે;
જુઠતણાં જો રહે ઉગરતાં, જવાસ ફળે જઇ જુકતે. ૨

અરે ફટય ફટય તહારા બડપણને, વાટ ઉઠી તુંજ વટમે;
મનુષાજનમ લીયાનું એહી ફળ, પોક પડયો પટલતમે. ૩

અદકારૂ પામ્યા પરમાણે, રંચ ન કીધુ રૂઝે;
તે ભુંદુ અપરાદી અંધુ, બૂચટ કાંય ન બૂઝે. ૪

ચોસરા ૨૧

જો હરિ ભણી નવજ્યો તો નવજ્યા, ન કર્યું જગ શોભતુ:
આઠેઇ પોહોર અમલમે વિત્યે, ધુંમર પાન સહિતુ. ૧
તે આગળ નવરો નહી નિશદિન, કારજ બીજુ કરવા;
અવતરતાં તે મરતાં સુધી, ફોગટ ફેરા ફરવા; ૨
વાપી કુપ તડાગ ન સમર્યાં, ધરમતણી ધર્મશાલા;
આખી ઉંમર ઇયું ગમાઇ, કરમતણા કિલ મસલા. ૩
બુધ્ધિ હિણ વાયલ વાકલને, કહેતાં દલ નવ ખૂઝે;
તે ભુંદુ અપરાદી અંધુ, બૂચટ કાંય ન બૂઝે. ૪

દોહા.

અંધુ ભુદુ ને અપરાદી, બૂચટ બરનન કીના;
સત કુવેર લાયક નહી વાયક, પરહિત કીયા પસીના. ૧

---

## અંગ ૨.

### અજ્ઞાની, દુષ્ટ, દગ્ધ અને નુઘરાનાં લક્ષણ.

ચોસરા ૧.

અજ્ઞાની અનુકરમ ભરમકી, કહુ તે કિમત્ય જનાઇ,
દુષ્ટ દગ્ધ નુઘરા નરસહિતમ, ઉત્પત્ય પરમપરાઇ. ૧
અજ્ઞાની તે જ્ઞાન ગ્રહે નહિ, રાંન બસે બધ તેહેવા,
ભાગત્યાગ ઓરૂ જડ ચૈતનકી, લહતનાં સમઝ સભેવા. ૨
ઓરૂ સાગ્રથનો સંગ કરત નહી, ઢંગઢાળ વિનુધરમી,
બાબજ બુધ નહિ ઉર ઉંડી, ઉપર છલે મત બરમી. ૩

એહી પરકાર ઉલઝ સબ અવળી, સવળી કરી ન સરાંને,
તે અજ્ઞાની દુષ્ટ દગ્ધ જન, નુઘરા નેક ન માંને. ૪

ચોસરા ૨.

સમઝણ પક્ષથી અંધ અહોનિશ, નંદનસે ન રોથે,
જેહી પરકાર સુરજ સનમુખથી, ઉલક છિપેજઇ ઓથે. ૧
નિજ સ્વારથનો સાર ન સમઝત, અનરથને રથ માંને,
સુખદાયક સંઘત્ય રત્ય છાંડી, માનત હરખ હેરાંને. ૨
દેખત ભૂલ્ય ગ્રહે ઘટ ભિતર, બેતર બુધ્ય સુભગતથી,
બેહેલ બરાબર વાકલ સરખો, વરતત નાહી જતમતથી. ૩
સુખ સંપત્ય ઘેર હોય સાયભી, તે પણ ભુગતીન જાંને,
તે અજ્ઞાની દુષ્ટ દગ્ધ જન, નુઘરા નેક ન માંને. ૪

ચોસરા. ૩

સંચિતના શિર જોર જમાથી, ઉંચ જોન્ય તન પાવે,
પણ અજ્ઞાન થકી નર નીચા, કિલમીસ કરમ કમાવે. ૧
ઉંચે કુળ નહી ઉંચ કહાવત, નિચે નિચ ન કીજે,
સો નિજ સાખ્ય બતાવહુ સૂનિયો, જ્યો જનકે મંન ધીજે.
વ્યાલમીક નારદ પારાશુર, ગૌતમ વ્યાસ ગજંદર,
એ સબ નિચ જોન્ય જુગ જાહેર, જ્ઞાને ઉંચ ભયંદર. ૩
આઘ અંત મધ્ય ઉંચ જ્ઞાનસે, જે નિજ જંતન જાંને,
તે અજ્ઞાની દુષ્ટ દગ્ધ જન, નુઘરા નેક ન માંને. ૪

ચોસરા. ૪

નીચે કુલકે ઉંચ ભયલતે, સકલ શાસ્ત્ર મત જીનકે,
સો જુઠન પરસાદી પુરૂષકે, વિપ્રલોકન તીનકે. ૧
ઓરૂ નીચે જંગમ તે થાવર, જહાં ચતુરાનન જાયે,
પઢત પાઠ પંડિત અહોનિશ નિજ, જીનકોનગમ બનાયે.

સો નિજ નિગમ સાહસ્ત્ર આધારન, બ્રહ્મજોન્ય ભલબાજે,
પરધનસે ધનવંત કહાવત, જ્યૌજળ બિન ઘન ગાજે. ૩
સો પરધન સાહા નિજ જ્ઞાનીનકે, જો તિનકુ નવ જાંને,
તે અજ્ઞાની દુષ્ટ દગ્ધ જન, નુઘરા નેક ન માંને. ૪

ચોસરા. ૫

જે સંતન મૂખ છાંડ પ્રસાદી, ઉચરન શાસ્ત્ર પુરાંને,
તે જીવન બ્રાહ્મણકુળ સમકે, નિગમ સહિત જુગ જાંને. ૧
તેહી જીવત જીનકે જીવનસે, તિનકે દ્રોહ કરૈયે,
લુણ ભખી નગણા નર બોલત, કરતઘ્નિતે કહીયે. ૨
લુણ સંત જ્ઞાનીન જેહુનકે, સહિત ભાગવત ગીતા,
જીનકે ઓટ સકલ ભવ બોધત, આપ રહત સબ રીતા. ૩
રીત રહી ભવ રીત્ય ચલાવત, ધાવત જેહી કુલ કાંહાંને,
તે અજ્ઞાની દુષ્ટ દગ્ધ જન, નુઘરા નેક ન માંને. ૪

ચોસરા. ૬

જીનકે જ્ઞાન પ્રતાપ પુરવસે, વિપ્ર કહત સબ કોઇ,
તે જ્ઞાંનીનકી નંદ કરત અબ, સમઝ વિના શઠ સોઇ. ૧
સતજુગ દ્વાપર ને કળી ત્રેહેતા, જુગ ચતુર જેહી દેખ્યા
ઉતપત્ય પરલેને મધ્ય માંહી, નિજગમ જ્ઞાન સરેખા. ૨
જ્ઞાની કુલ જાત્ય જ્ઞાનસે, ઉંચ નિચ અંતજમે,
જાંહાં જાંહાં પ્રગટ જ્ઞાન પ્રકાશીક, તે સબ એક સમઝમે ૩
એહ વિધિ જ્ઞાન ઉપજ જેહી તેહી ઘટ, તાય તજી કુલઠાંને,
તે અજ્ઞાની દુષ્ટ દગ્ધ જન, નુઘરા નેક ન માંને. ૪

ચોસરા. ૭

જાત્ય ભાત્ય ઓરૂ વિધિ ન ખેદે, કે સતજુગ કળીમાંહી,
ગ્રાહીગ ત્યાગ ઇત કરમ ધરમમે, જ્ઞાની અટકત નાંહી. ૧

જ્ઞાની પરખ જ્ઞાનસે કીજે, ઉપચીંન ખોજ ન પાવે,
જનક કૃષ્ન સુખદેવ દુર્વાસા, ઉપમત એક ન આવે. ૨
પણ જ્ઞાને નિજ તત્વ દરસકો, એક લક્ષ અનુરાગી,
તિનકે કરત જુવેજેહીઉપહીત,તે નર અધમ અભાગી. ૩
પ્રોક્ષ જ્ઞાની જ્ઞાનનકી માનત, પ્રતક્ષ પતિત ન આંને,
તે અજ્ઞાની દુષ્ટ દગ્ધ જન, નુઘરા નેક ન માંને. ૪

ચોસરા. ૮

પ્રગટ રામ ઓરૂ કૃષ્ન હુતે જબ, છાંટન લેવત કેતે,
પ્રોક્ષ ભયે તબ મૂરખ મૂરતકી, પ્રેહેત પ્રસાદી લેતે. ૧
ઓરૂ તિરથ વ્રત સંજમ જડવત, મૂખે ન બોલત કોઈ,
પ્રોક્ષ જીવન જીતે જડવતકે, જડ જડ કે દીન હોઇ. ૨
ગયે પુરૂષકે જ્ઞાન કથનકી, રાખત સકલ અભ્યાસા,
હાલપુરૂષ અનુભવ નિજ ગ્યમને, આવત નહી વિસવાસા.
અણદેખી ઓરકી કહી માનત, દેખી ધરત ન કહાંને,
તે અજ્ઞાની દુષ્ટ દગ્ધ જન, નુઘરા નેક ન માંને. ૪

ચોસરા. ૯

પરનેંનસે દેખત દ્વિજ દુનીયાં, સૂનિયાં બચન સુનાવે,
નિજકે નેંન સકલ ઘટ અંધે, બંધે બાંન મુનાવે. ૧
બાંન જંત જીવન જગ જેતે, બાંનિ બાંમ ન પકરે;
બિન ભેદુ કોઈ ભાગિ શક્ત નહી, લેઇ કરમમે ઝકરે. ૨
કરમ કરાવે જુગત જનાવે, બિન દિઠે વિલમાવે,
અંધે અંધ નિરંધ સાયબી, ભૂગતે સો ભૂગતાવે. ૩
આપે અંધ નિરંધ જીજમાનું, દોનુ ભવ ભટકાંને,
તે અજ્ઞાની દુષ્ટ દગ્ધ જન, નુઘરા નેક ન માંને. ૪

ચોસરા. ૧૦

એહી વરતાંત જ્યું અજ્ઞાનીનકે, જીનકે જનમ નખેદા,
દુષ્ટ દગ્ધ જનકે મનકુ જેહી, સુનીયો કપટ કલેદા. ૧

દુષ્ટ અતી દુનિયાંથી દૂર ઘટ, કરત કાજ સબ અંન્યા,
ખટદરશનકી ખેંચી ખાવત, ગણુત ન પાપ ન પુન્યા. ૨

રાજા હોય તો રહિત રંજાણે, પટલ હોય તો પરજા,
રંક હોય તો રજક જલાવત, બરબટ બાંધત બરજા. ૩

બરબટ તે બટપાડ બનેરી, લુંચીત રાહ નરાંને,
તે અજ્ઞાની દુષ્ટ દગ્ધ જન, નુઘરા નેક ન માંને. ૪

ચોસરા. ૧૧

પુની બ્રાહ્મણુ સાધુ સંન્યાસી, જીનું મંદિર મઠ શેરે,
અનહુતકે સબ દામ બટોરીત, ગ્રથ ગાંઠડી જોરે. ૧

તે નહી આવત કામ ઉનુકે, અનહુતકે ધન્ય માટે,
રાહ ડંડે કે ચોર ચકોરે, જાંહી તાંહી જાત અટાટે. ૨

પણુ કરતાં પાછી નવ કહાઢત, દલના દુષ્ટપણુાથી,
યેહેનાં કરતવ એ ભોગવશે, નહિ કોઇ સંગને સાથી. ૩

સંગ સાથ યેહેનો જે કરહી, સોપણુ ઉન પરમાંને,
તે અજ્ઞાની દુષ્ટ દગ્ધ જન, નુઘરા નેક ન માંને. ૪

ચોસરા. ૧૨

કરહી કલેશ કુટુંબ કુલ ભંતર, દુઃખદૈ માતપિતાનો;
ઉતઇતરાઢ રચે રધ્ય બુધ્યનો, બિનુકીત વાંકવિનાનો. ૧

ન ગણે કોઈ મહોબત માનવની, દાનવસરખો દુમી;
પાપ કરંતા અદકાં ડગલાં, પુન્ય તણે મગ સુમી. ૨

અંતઃકરણુ વરણુશંકરનાં, અસ્થિર નાડ અન્યા;
કુડ કપટ ઘટ ભીતર સરભર, એ લક્ષ દુષ્ટ જનાયો. ૩

દુષ્ટ દુષ્ટ પરત્યે નવ ચાલત, સોધે સાહા નખરાંને;
તે અજ્ઞાની દુષ્ટ દગ્ધ જન, નુઘરાને નેક ન માંને. ૪

ચોસરા. ૧૩

અબકી યુક્ત દગ્ધકી બરનુ, શરણુ નહિ કોઇ કેહેનું;
રજક સ્વાનસે નહિ ઉતઇતકે, જીત તિતકે મિજમાનું. ૧

પ્રેમ પ્રીત્ય નહિ કોઇ સાથે, સૂર્ણાયો જ્ઞાન સમઝણા;
વાતડના વૈવાદ વિચિક્ષણ, નિજગ્યમ નીંદલ દઝણા. ૨

દલની દઝણા કોહો કુણુ ભંજે, મંજે ઉર અંતરને;
નગર નાયકા વત વિટલને, કો શિખ દેવે શરણે. ૩

ધણી વિના જેમ ઢોર હરાયાં, ઠરવે કુણુ ઠેકાણે;
તે અજ્ઞાની દુષ્ઠ દગ્ધ જન, નુઘરા નેક ન માંને. ૪

ચોસરૂા. ૧૪

ડંભી ઉર દાઘ ગ્રહીને, તરક કરે જ્ઞાનીની;
ક્ષણુ ઈતકી ક્ષણુ ઉતકી બોલે, એહ લક્ષણુ દગ્ધ જનીની ૧

ગ્રંથજ્ઞાનને સૂણતાં સુધી, જખમારી હાવાળે;
ઉઠીને અલગા જઈ બોલે, મન ગમતું માંહાંકાળે. ૨

કાળા મુખના કાગ સરીખા, જનનાં ચાંદા તાકે;
ચેહેવાંનું અંતે અવનિપર, કાળ ચવેણુ ફાકે. ૩

કાળ ખાયતે કઠીક બોલે, સનમુખ રહે સરખાંને;
તે અજ્ઞાની દુષ્ઠ દગ્ધ જન, નુઘરા નેક ન માંને. ૪

ચોસરા ૧૫

આડકઠા અટકણુ બે અદબી, કોટ જનમના કરડા;
સ્વાન અસ્ત સમતુલ સરીખા, શિખ ન માને સરડા. ૧

કાજ અકાજ સકાજ ન સમઝે, અડબંગી અદબેડા;
નિમણા રહિત લપોડ સંખસમ, ભવ વિચર ગત ભેડા. ૨

એહેવાજન અણુખપતા જગમે. ભોમી ભાર કરનકુ;
કાજ વિના કરતાર કરતહે, ઉતપત્ય કાળ ચરનકુ. ૩
કોટિક સંત કથે શિખ દેવત, ઓરૂ કહી વેદ પુરાંને,
તે અજ્ઞાની દુષ્ટ દગ્ધ જન, નુઘરા નેક ન માંને. ૪

ચોસરા. ૧૬

નુઘરા સૂનીચો ગાફલ ગત, અપત્ય સરીખા આપે,
જ્ઞાંન વિના ઘટ અંધ અનાદીક, ન મળે જાંણુ જબાપે. ૧
નુઘરા તે જીનકુ ગુરૂ નાંહી, સમઝ વિના સલ જેવા,
ઠોકે તો તન અગ્ન પ્રકાશે, કુણુ શકે શિખ દેવા. ૨
કહ્યું ન માનત કંકર સરખા, રસ્તે પડયા રજાંણે,
ઓરકે દુઃખ દેઈ આપ રખડતા, ઠરવા નહિ ઠેકાંણે. ૩
જમ કોરડ અન્નમે ગાંગણુવત, લક્ષ નહિ નઘર નરાંને,
તે અજ્ઞાની દુષ્ટ દગ્ધ જન, નુઘરા નેક ન માંને. ૪

ચોસરા. ૧૭

પકર નહિ જીનકે અંતસમે, વાક વિનાની વરતી;
સાર શબ્દ સતગુરૂનો ગ્રહેવા, ન મળેકાંય આકરતી. ૧
અણુસમઝુને અમરિખ ભરીયા, તરીયા જગ ચાવલમે;
જરખ સમોવડ ઝકર જબાપી, સમઝનાં કલકા વલમે. ૨
કલકા વલ બીનું કુળની કરીયા, ધરીયા થઇ ધરતાંણે;
મરી મટે પણ મનથી ન મૂકે, સુખ તો સુકર સમાંણે. ૩
સો અટવા બેટીના ભડવા, કડવા લગત જનાંને;
તે અજ્ઞાની દુષ્ટ જન, નુઘરા નેક ન માને. ૪

ચોસરા. ૧૮

વીંછવા આઘ સરપ તામસ તન, માનત આણયગરાંની
પણુ માણુસ તનમે નુઘરાંની, તેહુત્યે અકલ અરાંની. ૧

અકલઅરાંની એહી માપસ જીન, તિનુનહિ સુઝ સમઝની;
જનમ અંધને જમ વિચરતાં, સરખાં છે દિન રૂજની. ૨
ત્યૌ નુઘરા અજ્ઞાન જ્ઞાનને, નરણે કરી ન જાંણે;
કોડી કનક રહી ઉર લપટી, ક્યૌ તનમન દે દાંને. ૩
બિન તનમન અરપણ કરનનધન્ય,ગુરૂચિત્તમેહેર ન આંને
તે અજ્ઞાની દુષ્ટ દગ્ધ જન, નુઘરા નેક ન માંને. ૪

ચોસરા. ૧૯

બીનગુરૂ મેહેર ઉપજ અંતરગત્ય નિજકર શીશન ધરહીં;
જીનુગુરૂ કર ઉપદેશ વિનાનર, નુઘરા જદીપ વિચરહી. ૧
એહી અનુકુલ નર નુઘર રહનકે, વનકે વખત સમાંનુ;
ઉદેઅસ્ત મધ્ય વરતત અદબદ, ગુરૂબિન સકલ જહાંનુ.
ઓરૂ જીનકે શિર સામ્રથ ગુરૂ ભૂજ, તે નહિ જાંહાંન કહાઇ;
જાંહાં હાંન્ય તાંહાં જાંહાંન ચરાચર ગુરૂ ગ્યમતિનુ ઉપરાઇ.
જેહીઉપરાય પરમ ગત્ય સત વિત, મર્મ નહિમનુષજનાંને
તે અજ્ઞાની દુષ્ટ દગ્ધ જન, નુઘરા નેક ન માંને. ૪

ચોસરા. ૨૦

વચન વિલોક કરન દળ નાંહી, અનુભવ દિરઘ લઘુની,
સમકરી સુણત સકલ ઉચરનકી, મનકી ભ્રાંત્ય ન ભૂની. ૧
જબ લગી ભ્રાંત્ય ગયે બીનુ મનકી, તનકી તપત ન જાઇ
નિજ ગ્યમ લક્ષ નહી ઉર અંતર, તબ લગી જંત પસાઇ. ૨
જંત જાત્ય જુગમે જેહી જીનકી, તિનકી દહત સુનાઇ,
આપના આપ લહત નહી એહી મમ, તેહી ગ્યમ જંત પસાઈ. ૩
જંત જાડય જડતન સમોવડ, ઈંદ્ર ગ્રાહાજ ગ્યમ જાંને,
તે અજ્ઞાની દુષ્ટ દગ્ધ જન, નુઘરા નેક ન માંને. ૪

ચોસરા. ૨૧

વધ હાંણય નહી જાંણય જેહુનકી, છેવટ ફળ પ્રાપતકી,
પુનહી આધ નહી લહત અગમ ગત્ય, અવન્ય જોત્ય મધ્યગત્યકી. ૧
એહી વિધિ અકલ અદબદ ગત્ય, વિભરમ કરમ વિલાસા,
અંધધુંધવત રૂંઝ ચલતઅતી,જતમત જુગન તમાસા. ૨
અજ અજમાલ સબ મનકી, તન તનકી ભિન્નભિન્ના,
સતગુરૂ વિના યથારથ જેહી જમ, તેહી તમ પરતનચીંના
એહી પરકાર અચેત અખિલજીવ, ગુરૂબિના પરમપુરાંને
તે અજ્ઞાની દુષ્ટ દગ્ધ જન, નુઘરા નેક ન માંને. ૪

દોહા.

નુઘરા દુષ્ટ દગ્ધ અજ્ઞાની, જ્ઞાનિ નહી ચતુરમે,
કહેં કુવેર રવિ સુતકે શોટા, ખાવત ખપત અસુરમે. ૧

---

અંગ ૩

સાકુટ, લંપટ લોભી અને ખલનાં લક્ષણ.

ચોસરા. ૧

સાકુટ તે સહા આત્મકુ કુટત, અણાસહા ઇંદ્રિ મેલાપી;
ઓરૂ ઉપલ્યે આલંબન અનુસુત, અંતર મરમ નજાપી. ૧
લંપટતે નરનાર વિષે વશ, જીનુ ચિત વિભલ વિલોકી;
ચંચળ ચપળ રહત અહોનિશ મન, પુનિતન શકત ન રોકી
લોભી તે ખરચત નહી ખાવત, ધાવત નિશદિન ધનકુ;
પરમ અરથ ઓરૂ કરમ ધરમકી, ખબેર નહી જેહી જંનકુ.
ખલ નરતે ખોટા કોહુ સાથે, રખત ન સાચ સમંધુ;
તે સાકુટ લંપટ લોભી ખલ, મળ ભરીયા મતી મંદુ.

ચોસરા ૨

એ ચારૂ સરભર સરખા નર, એક એકથી અધિકાઇ;
હરિ મારગ અનહીત અરચલ, બરબટ બુરી બલાઇ. ૧
જ્યૌ અષ્ટાદશ લક્ષ સ્થાવરમે, કુલ કંટક તરૂ જેસે;
જેહી વનફળ દુઃખ દૈન સકલકુ, ત્યૌ જગમે ચહુ તેસે. ૨
સપ્ત ધાતમે કથીરકાંસમે, પારસ પરસ ન લાગે;
ત્યૌ ચારૂ એહી બરન ધાતમે, ગુરૂમણિ પરસ ન પાગે. ૩
કરમ કઠોર વગલ વલભરીયા, સમઝ ન સેખ સારંદુ;
તે સાકુટ લંપટ લોભી ખલ, મળ ભરીયા મતિમંદુ.

ચોસરા. ૩

મંત્ર જંત્ર જેતન્યે ભરમાંહી, મુઠય ચોટય જપ હેણું;
પર તન પ્રાણ પ્રહાર કરનકુ, યૌસા કુટ દુઃખ દેણું. ૧
ઓરૂ જેતન્યે વનફળ સબમાંહી, ઇંદ્ર આક ફળ આદુ;
પશુ પંખિ માનવ દાનવમે, પાવત નહીં બીન સ્વાદુ. ૨
ત્યૌ લંપટ લોભી ખલ નિપજ, જ્ઞાન વિના ઘટ સુન્ય;
ઉતપત ને પરલે તન ભિન્નભિન્ન, ભવમે અરથ બેહુન્ય. ૩
જ્યૌં સાહરમે સુન્ય છિપવત, સ્વાંત્ય લેવત નહી બિંદુ;
તે સાકુટ લંપટ લોભી ખલ, મળ ભરીયા મતિમંદુ. ૪

ચોસરા. ૪

તેત્રીસ ક્રોડમે દાંનવ, રાહ કેતુ જીનુ આદુ;
ગ્રાસત ચંદ સુર નિજ જનકુ, જેહીં પરમારથ અનાદુ.
ત્યૌ ચારૂ એહી ભક્તિ જ્ઞાનમે, વોધ કરત ભવ વેસા;
ભક્તિ ચંદ્રવત નિશદિન શિતલત, જ્ઞાન કસાંણ સુરેસા. ૨
વનસ્પતિમે વાંસ એરંડે, ચંદન બાસ ન વેદે;
એહી પરકાર ચંટકને, ગુરૂ ગ્યમ જ્ઞાન ન ભેદે. ૩

જેહી પરકાર વચન જાત્યમે, કટૂક શબ્દ દુઃખ દ્વંદુ;
તે સાકુટ લંપટ લોભી ખલ, મળ ભરીયા મતિમંદુ. ૪

ચોસરા. ૫

જ્યૌ અવનીપર ઉસરનાં કુપનાં, નિર નાં અચવત કોઇ;
વંક નહિ કછુ ખનનહારકે, અણુ ઇચ્છ ઉપજત સોઇ. ૧
ત્યૌ કિરતાર સ્રષ્ટી ઉપજાવત, બાબજ નહિ બૂરેકી;
વિષ્ટિ ભાવમે ખલક ખેલકી, નહીન કેદ સકુરેકી. ૨
કેધ એક કર્તારકી અદભૂત, બિબાં જાત્ય ન બઢહી;
આધ અંત મધ્ય લખ ચોરાસી, કોઉ નવીન નહી ઘઢહી.
ખૂદ કરતા ગત્ય એહી કરતસે, દેખો ચિદ ચતુરાઇ;
કુલ કુદરત એક બિંદુ બિજમે, કાહા કછુ કહી ન જાઇ. ૪
યાવત હરિ હજરત અવિગત્યકે, જીનુ ઉર નહી આરંદુ;
તે સાકુટ લંપટ લોભી ખલ, મળ ભરીયા મતિમંદુ. ૫

ચોસરા. ૬

ઓરૂ સબ ઘટકે ખાનપાનકી, પોખત પુરૂષ પુરાંનિ;
પવન પસાવત વારી ચુવાવત, જીનુ સુર શશિ હુકમાંનિ.
વિવિધિ ભાત્ય ખટરસ કે મેવા, લેવા મનુષ જનાંને;
રત્યરત્યકે ભિન્ન ભિન્ન ભવમાંહી, સાંઈ સકલ સરાંને. ૨
એહી પરકાર સકલ પ્રતિપાળન, અપના જહાંન જીવનકુ;
સો પ્રભુ પરમ દયાલ કૃપાલને, બૂઝત નહિ દેવનકુ. ૩
તદપી અધમ કોહુ નહી વાજનસે, પતિતજ રહત આનંદુ;
તે સાકુટ લંપટ લોભી ખલ, મળ ભરીયા મતિમંદુ. ૪

ચોસરા. ૭

અતિ હિણુતે હિણુ સકલ ઉપજમે, અચર ચરાચર માંહી;
નિજ આપનુ ઓરૂ પતિપદકી ગત્ય, જીનકુ ખોજ કછુ નાંહી

પુનિ તિનકે મુખ બચન બેંનકી, ઉપમા કહત સમોઇ;
ખગચરમે જ્યૌ ઉલક વાયસણી, જીનુ ઉચરનવત સોઇ. ૨
કિટમહી જ્યૌ સરપ વિચ્છુકી, આઘડંખ દુર ઘટકી;
ત્યૌ સાકુટ ખલકુ પરસત ગત્ય, હોવત સહિત લંપટકી.
સારસાર પરહરી પદ પરસિદ્ધ, અસત અસાર વિવંદુ;
તે સાકુટ લંપટ લોભી ખલ, મળ ભરીયા મતિમંદુ. ૪

ચોસરા. ૮

જળચરમે જંમ જુડ મગરમચ્છ, ગ્રાહાસત જાત્ય વિજાતી;
ત્યૌ ચારૂ ચરપટ જુગ જળમે, સંત અસંત વિઘાતી. ૧
વહન્ય મધ્ય જ્યૌ ધ્રુમ ઉપાયત સૌ દુઃખ દે નૈનંનકે;
ત્યૌ સાકુટ ભવમાંહી મુઝાવત, જ્ઞાનનેન હરિજનકે. ૨
ઔરૂ અપકે બુદબુદ ંગ ગલેહેર મહી, ભમર નાવ ભરમાવે;
ત્યૌ હરિ અપભવ બુદંગતરંગમહી, ખલગતી ભમરકહાવે.
નિરકે ભમર જ્યુનાવ ભમાવત. ખલનિજ ચિત ચળવંદુ;
તે સાકુટ લંપટ લોભી ખલ, મળ ભરીયા મતિમંદુ. ૪

ચોરસા. ૯

ઓર સકલ સબ પશુ જોન્યમે, વરૂ રીંછ રજ આદુ;
જહાં તહાં જીવંન ઘેર દુઃખ દેવત, ત્યૌ ઈતચતુર વિખાદુ.
જ્યૌ કંટકમહી અવલ કંટકવત. પકરત સકલ પદરકુ;
ત્યૌ સાકુટ લંપટ લોભી ખલ, જકર કરત નરનરકુ. ૨
અખિલ આયુધમહિ ભિલન ભાલગત્ય, ગડયા ન નિકસત તંનથી;
ત્યૌ સાકુટ વેંધીત હરિજન ઉર, નિકસત નહી ડર મનથી.
પ્રથમ ભક્ત જેહીજીન કુળ, ઉપજત, રહનન દેત નચંદુ;
તે સાકુટ લંપટ લોભી ખલ ભરીયા મતિ મંદુ. ૪

## ચોસરા. ૧૦

પુનહી સાખ્ય સાકુટ ડરપનકી, જગત વદીત વિદવાંનુ;
રૂષિપતિ નિજ કુંન સમાગમ, છીપી છીપી કરત ડરાંનુ. ૧
ઇશ્વરતા જીનું જ્ઞાન રાજ્યપદ, સહિતસાજ જેહી ભયેવું;
તિનુ સંઘે રત્ય કરત ગોપીજન, જદપી ડરપ નહિ ગયેવુ. ૨
તદપી ત્રાસ હારજન સાકુટકે, રહત વેર નિસવાસુ;
જ્યો કદલી ઢીંગ બદરી વરખવત, કરત છેદ તન જાસુ. ૪
એહી વિધિ કરણી કરનનર ભવસે, કીસ વિધ્ય ભવિત પારંદુ;
તે સાકુટ લંપટ લોભી ખલ, મલ ભરીયા મતિ મંદુ. ૪

## ચોસરા. ૧૧

યુગન યુગન ઈતિકે ઇત અટવત, ઘટત શબ્દ ખરવતસે;
સહત ત્રાસ અતિ જનમ મરણ તન. તોહુ ન ચલત મ્હાંબતસે. ૧
ઇંધ્ય મહી ખાંગાર ઉપજ જહું, પાત્ર કુલાલ પકવમે;
ટેઢા મુખ કુટલ ફોગટ ઘટ, ત્યો નિપજય ખલ ભવમે. ૨
ચિભડ આદ્ય ઓરૂ તુરૈ તુંબમહી, ફળીત કોહુ કટુકાઇ;
ખાંન પાંન તેહી અરથ ન આવત, ત્યો સાકુટ સમતાઇ. ૩
જ્યો ખોટા ખડવત ખલક મહી, વથા દેહ ધારંદુ;
તે સાકુટ લંપટ લોભી ખલ, મળ ભરીયા મતિ મંદુ. ૪

## ચોસરા. ૧૨

પુષ્પ મહી જહુ વંઝ કુસ્મગત્ય, ઓરૂ જીનુ શિશ ન ધરહી;
એહી વિધકે સાકુટ ખલ લંપટ, સુભ ગતિ અરથ વિતરહી.
ઈંદ્રિ સકલ મહી ઉભયે અસુભ રત્ય, ગુદયે ઉપસ્થ બેરાંનુ;
તિનુ સરભર ખલનરહી નખેદન, અશુભ કાજ અભિરાંનુ. ૨

ઓરૂ જેસે અંગાર જવાર મહી, બીનહુ કાજ કણુ સોઇ;
ત્યૌસાકુટ ઉપજણ્ય જુગ જવારીત, તલબ બીના તન ઓઇ.
અજિયા કંઠ પયોદર વત વિત, ખલકે એહી ચારંદુ;
તે સાકુટ લંપટ લોભી ખલ, મળ ભરીયા મતિ મંદુ. ૪

ચોસરા. ૧૩

પુની સાકુટ ખલ નરકી નિમણા, સુનિયો સકલ સુજાંનુ;
પરધન્ય પ્રાણુ હરણુ આધિન જ્યૌ, ચિત્તા ચોર કમાંનુ. ૧
ઓરૂ લોભી લંપટ કીન ઠોરક, સો નિજ કરન ધરેહુ;
જ્યૌ દ્વારનકે સ્વાન હકાલત, ફેરી ફેરી પીછ પરેહુ. ૨
નફટ નકાર સાર બીનુ સબસે, જબસે ભયે ઉતપાંનુ;
છલકાવત હલકા હુરમતકે, અનસત શિર અતબાંનુ. ૩
જેહી બિનુ સત અત બાંનસ બાબજ, પરત સદા ભવ ફંદુ;
તે સાકુટ લંપટ લોભી ખલ, મળ ભરીયા મતિ મંદુ. ૪

ચોસરા. ૧૪

ફંદ પરત ફેરી ફેરી પણુ ફોગટ, અવિલ યેબ નહિતાઇ,
તિનકુ શિખ દેવત સંતનકે, જ્ઞાનગેબ સબ જાઈ. ૧
પત્થર પર પદ પ્રહાર કરત નર, ઉલટ લગત નિજ ઘાઇ,
ત્યૌ સાકુટ લંપટ ખલ બોધીત, બિનહુત પ્રવણુ ગમાઇ. ૨
તદપી સંત અતિ આગ્ર કરીત જીનું, દેવત શિખનાહતાઇ
નર સાકુટ લંપટ લોભી ખલ, જીનુ ગઇ બુધ્ય બેકાઇ. ૩
જેહી નર બુધ્ય બેકાયનકે તન, ગ્યમ બીનુ ગત્ય સ્વાનંદુ,
તે સાકુટ લંપટ લોભી ખલ, મળ ભરીયા મતિ મંદુ. ૪

ચોસરા. ૧૫

જો સુરભી ઉર કથીર કીટવત, પિવત રૂદ્ર તજી ખીરૂ,
ત્યૌ સાકુટ અજ્ઞાનકુ અચવત, તજી રત્ય સંત સહીરૂ. ૧

ઔરૂ ખરકુ જ્યૌ સકર ઝેરવત પકીત ખીર મંઝારા,
યૌ સાકુટ લંપટ લોભીનકુ, જ્ઞાન લગત વીખ સારા. ૨
મંદેકુ મોદક મુખ ભોજન, પાવત હોત હેરાંનુ,
ત્યૌ સાકુટ નર જ્ઞાનકી ગતીયાં, સુણતાં ભવિત બેરાંનુ. ૩
અંતઃકરણ ગલીત વિના જીનકે, તીનકે ઘટ રત્ય ફંદુ,
તે સાકુટ લંપટ લોભી ખલ, મળ ભરીયા મતિ મંદુ. ૪

ચોસરા. ૧૬

ઓરૂ પુનિ ખેત જહું જવાસનકે, ઉલટી ચાલ તિનુ સોઇ,
અમિત માસ તજી વખ્યાવંત રત્ય, ગ્રીખમકાલ હરિહોઇ૧
એહી પરકાર નર સાકુટ ગત્ય, ત્રિવેધી તાપ સુખ માંને
વખ્યા કાલવતઅમીતસજંનસુખ, તિનમે ચિત ન ઠાંને.૨
જેહી પરકાર કમળ નીક માંડક, તજહી બાસ મળખાઇ,
તેહી પરકાર સંતસંગ સાકુટ, વહીત જ્ઞાન અઘ સોઇ. ૩
મધુકર રહીત મંખીવત જેહી નર, લગતજાય દુરગંધુ,
તે સાકુટ લંપટ લોભી ખલ, મળ ભરીયા મતિ મંદુ. ૪

ચોસરા. ૧૭

જ્યૌ ચલની અન્ન સાહાર બહાયત, રાખત ઉર કુસકાઇ,
ત્યૌ લંપટ ખલ સુમત સાહાર તજ, ગ્રહત કુમત કુટલાઇ.
તાંબા કથીર કાંસકી કાઇ, ભખત રાખ જીનું જેહી,
યૌ સાકુટ સંતનકી કીલમીસ, નંઘ કરત હરલેહી. ૨
જેસે સુકર કીચકી માંહી, માંનત સદા આનંદુ,
ત્યૌ સાકુટ લંપટ ખલકી ચિત, રહત મોહીત ભવ ફંદુ.
સકલ બુરાયનકે કલીમળ કુલ, સંચિત યેહી ચારદું;
તે સાકુટ લંપટ લોભી ખલ, મળ ભરીયા મતિ મંદુ. ૪

## ચોસરા. ૧૮

અજ ભવ આદ્ય કીટ તનુ નિરમીત, સહિત ગગન ગવનેસુ;
ઇંડજ ઉદ્‍ભીજ સ્વેદ જરાયન, જેતન્યે ભર ધરવેસુ, ૧
સબ તનુ માંહી ઇંદ્રિ કરતવ તુલ્ય, કહુ ચતુરન સરભરહીં;
રવિસુત દ્વાર પવન સમ સાકુટ, ઓરૂ લંપટ ખલ નરહી. ૨
સાકુટ કોઉને શરન નમે નહિ, નમે તો નિજ ખલતાઈ;
ગરજવાન ગદગદ કંઠે થઇ, જ્યૌ દાખત નિરમાઈ. ૩
મતલબ યાર કપટ કુડ ભરીયા, કેહેર કરન હત હંદુ;
તે સાકુટ લંપટ લોભી ખલ, મલ ભરીયા માત મંદુ. ૪

## ચોસરા. ૧૯

ઓર નિગમ નિજ કરમ વહિત ખલ, વિટંડ કુલ કરીયાના;
જગતમહી યશવંત જેહેવા જમ, કાસલ તિર દરીયાના.૧
જો કદપી તે અમલી હોય તો, તાડન કરન તગાજુ;
મહીપિ સુત મારન વત તિનસે, અગલ બગલ થૈયે બાજુ.
ઉપલ્યે મન ધરીયે અતબારન, અંતર ગત્ય નહિ હેતુ;
જનુની બંધ કહે અહિ સાવજ કુ, પણ શાનુ સજન્યેતુ. ૩
એહેવા નર નરકીનુ હરિ પખ, ભવમે નહિ ભારંદુ,
ત્યૌ સાકુટ લંપટ લોભી ખલ, મળ ભરીયા મતિ મંદુ. ૪

## ચોસરા. ૨૦

આગળ દહીત ભયા જેહી જુગમે, સુખદઇ નહિ કોઇ કેહેના;
જનમ ધરી હરિ હાથે હણીયા, શત્રુ સુર સરવેના. ૧
તબત્યે ગઇ દુબધા દેવનકી, હરિજન સંત સબેની,
એહી પરકાર પીડય સાકુટ ખલ, મેટયે કુણ અબેની. ૨
હરિ યુદ્ધકે નહિ શક્ત સમોવડ, લંપટ લીખ દરીકે,
કીટપર કટકઈ કર આયુધ, સુકરે સુર ધરીકે. ૩

કંચિત માત કાજ વિભૂતિ કે, વિછુવા અરથ સારંદુ,
તે સાકુટ લંપટ લોભી ખલ્ર, મલ્ર ભરીયા મતિ મંદુ. ४

ચોસરા. २१

સકલ્ર પદારથકી છાંડણુસદ, જ્યૌ સુપકે અગ્રેસુ;
પુની પનીયાં ઝાડન જીનકી રજ, ઓરૂ નાકનકે કેસુ. १
એહી ચારૂ સમકે સાકુટ ખલ, લોભીનર લંપટહી;
બાઝયા ભીતરકે મત હણવા, જીનકે ચિત્ત સંપટહી. २
સંપટ ચિતતે સમઝ લહે નહિ, આત્મલક્ષ અનુભવની;
તિનુ આધે સુભ કાજ સકલની, ગતીન પેખે લવની. ३
નરંધ અચેત વેત વિનુ અંતસ, જંતન જાણ્ય જારંદુ,
તે સાકુટ લંપટ લોભી ખલ, મલ ભરીયા મતિ મંદુ. ४

દોહા.

જેહી જીનકા અવગુણથા જીનમે, તેહી તિનકા દરસાયા;
જ્યૌ દરપણ મૂખ હોય ત્યૌ દરસે, કુવેર કાચ નહી ગયા. १

---

અંગ ४

હરિજન, નિજનદાસ, ભક્તજન
અને સેવકનાં લક્ષણ.

ચોસરા. १

હરિજન તે સંતનકુ સેવત, દે તન મન ધન્ય દાંનુ;
ઓર કછુ સંગ્રે નહી રાખત, રહી દેહ અભિમાંનુ. १
અબ સૂનીયો નિજ દાસનકે દલ, ગલીત સદા ગુલતાંનું.
આઠે પોહોર અવિલાંન અનિનરત્ય, ગત્યગત્ય અભિરાંનું

ભકત સોઇ ભગવંત સંતસુ, ઉભયે પદ અનુરાગિ;
ભગથીતિત લક્ષ ભલભેદુ, નિશદિન સંત સમાગિ. ૩
સેવક જે સેવનકી રત્યમન, ખટ દરશન સનમેતુ;
તે હરિજન નિજનદાસ ભક્તજન, સેવક શરન સહેતુ. ૪

ચોસરા. ૨

સમચિત સરલ ચરલ કછુનાંહી, ગુરૂપદ સંત ચરનથી;
દ્રઢ નિજ નેમ પ્રેમ પુલકીત તન, એકરસ રહતસુમનથી ૧
નંદત નહિ જુગમાંહી કેહુનકુ, જેહીજીનકુ જમ દાખે,
હરશ ભર્યા હલમલ સબ સાથે, કોહુસે કટુક ન ભાખે. ૨
સકલ પક્ષ સારનકી ગમ ગત્ય, રાખત ઉર ગુપતાઇ;
પણ વચ્ય ઘટ જીનુ કહતનકુનકી, સો નિજ જન અનિનાઇ
ગોપાલન ગોવાળનકી મત્ય, સબ ભેખન રત્ય વેતુ;
તે હરિજન નિજદાસ ભકત જન, સેવક શરન સહેતુ. ૪

ચોસરા ૩

કીટ પતંગ પ્રાણી પશુંપંખી, સકલ જીવન સુખદાઇ
દયાવંત નહીં અંત અંનેનકે, વિચરત જન સેવકાઇ. ૧
જહાં ત્હાં પર ઉપરગાર કરનકુ રત્યમન, સ્વારથ અરથ ન આશા
મોક્ષ મુગતફળ સંત સેવનમે, જીનકુ એહી વિસવાસા. ૨
એક ટેક તન ત્યાગ કરન લગ, લેઇ નભવત પણનેમુ;
હરિ ગુરૂ સંત વિના કોઈ કાલે, ઓર નહિ ચિત વેમુ. ૩
રોમરોમ રગ પ્રેમ રસ ભરીયા. નિખશિખ સકલ સમેતુ
તે હરિજન નિજ દાસ ભક્તજન, સેવક શરન રહેતુ. ૪

ચોસરા. ૪

ભજનાનંદ આનંદ અહોનિશ, નિમસ ન ભૂલત નાંસુ,
પર કારજ પર સેવ કરનમે, લેવત નહીં વિસરાંસુ. ૧

જ્યૌ લોભીનકુ દરવ સરવ વિત, ત્યૌ સંતન ગુરૂ સેવા,
મરી મટે પણ મનથી ન મૂકે, વિઘન કરે જો દેવા. ૨
એહેવા નર નિરભેના તનકા, હરિકા તનકા ખેપી,
ભવસરમાં દરસે સૌ સરખા, પણ અંતર નિરલેપી. ૩
જળ કમળાવત ન્યાય નિરંતર, ભાસત જક્ત સખેતુ,
તે હરિજન નિજદાસ ભક્તજન, સેવક શરન સહેતુ. ૪

ચોસરા. ૫

અતિ હેતારથ કરતારન રથ, જીનકે હરિ હરદામે,
જબ બાજત કરતારનકે રથ, નાથ સદા વશ જામે. ૧
ગ્રભવંતિ જ્યૌ નર નચિત નહીં, ઠબક ઠેહ નિચંતા,
ધિરજવંત પાવ ધરણીપર, ધરત ગનીત પતિવ્રતા. ૨
ત્યૌ હરિજન ગરભીત ઉર ભગવત, ઠબક ઠેહ જુગનંદા,
ડરી ડરી ધરત ચરન ચૌ ઓર ચિત, જદપી રહત નચંદા.૩
તદપિ ભક્ત જક્તનકી ભિતર, સતમત રહત સચેતુ,
તે હરિજન નિજદાસ ભક્તજન, સેવક શરન સહેતુ. ૪

ચોસરા. ૬

પણ હરિજન સંતન કરૂણાસે, રહત વદન હસ્તાઈ,
જીનકે શિર સામ્રથ સાહન તે, કુન સકત પસ્તાઇ. ૧
વેદ પુરાન સાહાસ્ત્ર સંજુક્તા, ભુગતા ભક્તિ રસનકે,
જ્યૌ અમલીકે અમલ વિના કહી, સંતોષ નહી તનમનકે.૨
ત્યૌ હરિજનને અમલ ભકિત રસ, યુગન યુગન યશ ગાઇ,
કોટિ ઉપાય કરત નહી વિછરત, કસણ કલ્યેજે છાઇ. ૩
અંતઃકરણ ઇંદ્રિ સહિતમ ગુણ, છકીત અમલ કુલ કેતુ,
તે હરિજન નિજદાસ ભક્ત જન, સેવક શરન સહેતુ. ૪

ચોસરા. ૭

છકીત અમલ તે પુનિત પ્રેમકે, પણ નહી તન મસ્તાઇ,
ઝરીત તરણ અણુનાવત ઝીણા, પરવિણા ગુલતાઇ. ૧
આઠેઇ અંગકુ મેદ કલાવત, અતી જતમત જગસેતી,
ખટરસ આધ સ્વાદ વિનુ વંચ્છિત, કંચિત નહી કિલમેતી.
એહેવાનર ઉજવલ અનભેગત્ય, ભક્તિ વ્રત ઉજવંતુ,
ઓર સકલ નાચનકે નચવા, ભકત નહી વિશયંતુ. ૩
ભક્ત સોઈ ભગવંત પિયારા, કુળ અજવાળ દનેતુ,
તે હરિજન નિજદાસ ભક્ત જન, સેવક શરન સહેતુ. ૪

ચોસરા. ૮

જ્યૌ નેંનનમહી અણુની આધ રજ, કછુ નમેલ ખટાઇ,
ત્યૌ ભગતનકે પ્રેમ નેંનમે, પરપંચ નહિ ન સમાઇ. ૧
ઓરૂ ચિકટ કે મધ્ય મલીન મહી, નભત ન નિર નિવાસુ
યૌ ભક્તન મહી જુઠ અસત અપ, કબહુન કરત સમાસુ ૨
નિરમલમાં નિરમલ ભક્તિપદ, કહૂં કીનસે સરભરહી,
પતિવ્રતા પરપુરૂષ રહિત ચિત, સો પાત સંઘ જ્યૌ જરહી. ૩
એહી પરકાર પુરૂષ પતિવ્રતા, સાર ધાર જુગ સેતુ,
તે હરિજન નિજદાસ ભક્ત જન, સેવક શરન સહેતુ. ૪

ચોરસા. ૯

જદપિ કછુ ગફલત નહી ચાલત, એહી મારગમે આંની,
જ્યૌ નાચત નટ અધર વરતપર, ચુકપરે જીવ હાંની. ૧
તદપિ ભક્તિ વ્રત ચઢન દાસનટ, સુરત નુરત ચિતપ્રોઈ,
જીનકી ચુક વિસિયે મન વિલસીત, હાંની જીવન સત ખોઇ.
ભક્તિ અંગ કુળવંત કામની, ભામનીસે નહિ ભાવુ,
નાર નારકે સંઘ પરસપર, મોહ ન ઉપજત કાવુ. ૩

ભક્તિ પરખ ભામનસે ઉદાસીક, સુત ધન્ય ધામ સમેતુ,
તે હરિજન નિજદાસ ભક્તજન, સેવક શરન સહેતુ. ૪

ચોસરા. ૧૦

દામ ચામ કારણ ગુણ ગાવત, નાચત તાંન મેલાઇ;
રંડીબાજ રગતા ભવ ડોલત, સો નહિ ભક્ત કહાઇ. ૧
જેતન્યે ભર ભોગનકી જીનકે, ચાહ્ય નહિ ભુગતનકી;
તો હરિ બિનુ તિનુ કુન ચલાયત, આશ નહિ મુગતંનકી.૨
નિરાધાર આધાર હરિનકે, ઓર કછુ ન સહાઇ;
ગ્રેહેવંતિ ગત્ય નાર પુરૂષ વિના, સુઝત નહી જહુતાઇ. ૩
એકમેક મલતાન મોહનસુ, નહી કિત ભાન રહેતુ,
તે હરિજન નિજ દાસ ભક્તજન, સેવક શરન સહેતુ. ૪

ચોસરા. ૧૧

સુરવિર ચકચુર ભક્ત મત, નહિન કાયરકે કાંમુ,
શિર સાટે માટે મુસકલ ગત્ય, બાદલ નહી બદલાંમુ. ૧
હાંસિ ખેલ નહી હરિ ભજવું, સજવુ તો સુધ્ય ચિતનુ,
કોટિ જનમ વિછડેલું કરવું, નાતુ તે ધર મિતનુ. ૨
તે માટે તિનમે નહી ચાલત, કંચિત કસરપણાનુ,
હરિ અમરિખ પ્રેહેલાદ આદ્યનુ, દેખ્યું સાચ ઘણાનુ. ૩
જાંહાં જાંહાં સાચ તાંહાં હરિ સનમુખ, તિનકે કાજ સરેતુ,
તે હરિજન નિજદાસ ભક્તજન, સેવક શરન સહેતુ. ૪

ચોસરા. ૧૨

સાચ થકી શેશન શિર અવનિ, જીનકે બોજન લાગે,
સાચ થકી સુરકે સનમુખત્યે, દુરિજન કે દલ ભાગે. ૧
સાચ થકી લોહ તપત ન દાઝત છુટત ચોર જબીત્યે;
સાચ થકી સુન્યમે રવિ રાજત, આદ્યહી લગત અબીત્યે.૨

સાચ થકી સુરપતિ પાવ સરસ, બરસાવત રત્ય રત્ય કુ;
સાચ થકી અસમાંન અરસવસ, રહત અધર ઉતપન કુ. ૩
સાચ થકી મંતર વશ દેવા. સેવા કરીત ફલેતુ;
તે હરિજન નિજદાસ ભકતજન, સેવક શરન સહેતુ. ૪

ચોસરા, ૧૩

સાચે સજન પ્રેમપ્રતિ આંનત, માનત પ્રાણુ સમાંનુ;
રાજન થકો રહીત વશ વરતત, દેખીત સાચ દલાંનુ. ૧
સાચ થકી સાહેર સત ભરીયા, જિનકે નિર અધાદુ;
હરિ હુકમી હદ્યકુ નહિ પેલત, મેહેલત નહી મુરજાદુ. ૨
દેવથકા વશ સાચ સંબંધા, વરતત વચન પતિનકે;
ઓર જીવનકી કુન ગનત ગત્ય, જાયલ જકત જનીકે. ૩
કોટિ અનંત ભકત ભવ ભિતર. સાચે સરવ તરેતુ;
તે હરિજન નિજદાસ ભકતજન, સેવક શરન સહેતુ. ૪

ચોસરા. ૧૪

જેહી જેહી કાજ કરત સાચનકે, તેહાં તિનમે હરિ રાજી;
જુઠ જુઠ વૈભાગ સબનકે, માયાકાલ સમાજી. ૧
સાચ જુઠકા દોહુ સેરડા, ન્યારા કીયા નિકાસી;
સાચ થકી સતલોક સધાવત, જુઠે જમપુર જાસી. ૨
તબત્યે સાચ સકલ શિર ભુક્ષણુ, હરિજન ઓરૂ ભકતનકે
સેવક સહિત દાસ નિજકે નીધ્ય. ઓરૂ રખે તેહીયનકે. ૩
યદપિ જુઠ સબ કરહી પ્રહારન, સાચે સાચ ગ્રહેતુ;
તે હરિજન નિજદાસ ભક્તજન, સેવક શરન સહેતુ. ૪

ચોસરા. ૧૫

જુઠ વગલ જયો કથીર કનકમે, સો અરજત નહી જનકુ;
સાચ અમલ હંસન મુખ મુગતા, સોભા દેત સબનકુ. ૧

ત્યૌ મુગતા સાચનકે જનમુખ, જગજીનુ કિરત્ય વદીતુ;
એ ભકતન હરિજનકી હુરમત્ય, કછુ ન કરત અનિતુ. ૨
ઔરૂ હરિજન ભગતનકી ભકિત, જ્યૌ હાલરકી લકરી
ઉંમર ધર કરથી નવ મુકત, જો પકરી સો પકરી. ૩
એહી વીધિ રહેણુ રહન તિન કુ ધન્ય, જેહી જાહેર નરજેતુ,
તે હરિજન નિજદાસ ભક્તજન, સેવક શરન સહેતુ. ૪

## ચોસરા. ૧૬

અતિ ઉજાગર સાગર સમ દીન, ભિન્ન નહી હરિ સંતનસુ;
સરધા સહિત રહિત દલ દુબધ્યા, રહત સુમન જંનસુ. ૧
કોઇ કલપંત કાલ નહી ઉપજત, અમરીખ સંત સેવનમે,
વેંધ્યેહુ બાણુ હરદે ગાહલ ગત્ય, આંન્યરત્ય નહી સુપનમે.
હલત ચલત ઉઠત બેઠત જીનુ, ગુરૂમૂખ વચન વિચારૂ;
રહે લોલીન મીંન જ્યૌ જળસે, દલસુ નિજ પતિયારૂ. ૩
જ્યૌ જળસે પલ મીંન ન વિછરત, ત્યૌ ચિત હરિ અરપેતુ,
તે હરિજન નિજ દાસ ભક્તજન, સેવક શરન સહેતુ. ૪

## ચોસરા. ૧૭

હાસવિનોદ મોદ સંતન સુખ, જેહી દુરલભ સુરી નરકુ,
તેહી સુખકે ભુગતાય ભક્તજન, અહોજીનું ભાયગ ઉગરકુ.
ભાયગ ઉગ્ર અનંત તેહુનકે, જીનુ ઘર સંત સેવાઇ,
કરત સદા અજભવ ઇંદ્રાદિક, જીનુ ચરનનકી ચહાઇ. ૨
યેસેહી ચરણુ પ્રતાપ સંતનકે, સેવતજીનું તરનનકુ,
આંન્ય ઉપાય નાહિ ઉધરનકે, એહી વર ભક્ત ભરનકુ. ૩
માત તાત જીનુ ભ્રાત સંતકુલ, નિશ્ચે નરહ્યે કરેતુ,
તે હરિજન નિજદાસ ભક્તજન, સેવક શરન સહેતુ. ૪

ચોસરા. ૧૮

અસંત સંત વરતાંત લખીત ગત્ય, જેહી જીનુ લક્ષ નેહન કુ
પણ પ્રતિપાદ કરન આંનનકે, સેવત સમ સરવન કુ. ૧
જ્યૌ પાસાણ કાષ્ટ ધાતન મૃત, થપીત થાપ દેવનકી,
સેવ કરત સકલ મિલિ તિનકી, ગણુત ન ગત્ય દેહનકી. ૨
ત્યૌ ધાતન વત સંતનકે તન, તિલક છાપ થપ દેવા,
હરિજન ભક્ત યુક્ત જેહી જાંણુત, કરત ગણીત ચૌ સેવા. ૩
એહી પરકાર સંત સેવન ગત્ય, જાણ્ય બુઝ સરવેતુ,
તે હરિજન નિજ દાસ ભક્તજય, સેવક શરન સહેતુ. ૪

ચોસરા. ૧૯

તબત્યે ભક્ત ભરમ નહી લાવત, હરિગુરૂ ઓરૂ ભેખનમે
જીનકે સબંધ છાપ તિલકનકે, સુરતન તન અવગુણમે. ૧
ભેખ સકલ ભગવંત સમોવડય, ગણુત ભક્ત હરિજનહી,
સો સાચે સેવક નિજ દાસન, જીનુ જપ સંત વચનહી. ૨
જેહી નિરગુણ નિરવેવ નિરંજન, સમદમ સેહેજય સમાધુ,
સો સદ્ચિદ્ આનંદમયે સિરગુન, દેહ સહિત જીન સાધુ. ૩
સાધ મિલે સંતોપ ભક્તને, હરિસમ હેજ હમેતુ,
તે હરિજન નિજ દાસ ભક્તજન, સેવક શરન સહેતુ. ૪

ચોસરા. ૨૦

જીનકે ભજન સંત સેવન તન, જ્ઞાન ધ્યાન પુની તિનકે;
તિરથ વરત યોગ તપ સાધન, સંત વિના નહી ભિનકે. ૧
જાદીન સંત મિલે તેહી પળકુ, વરત કરી ઉર ઠાંને,
સંત વિયોગ પરત દુ;ખ પરમાંત, મરન સમો મનમાંને. ૨
સંત ભકત સરવજ્ઞ અનુસુત, જયૌ સુત માત ગરભકે;
ખાંનપાંન સંતાપ માતકુ, કછુ ન ગરભ તરપકે. ૩

તેહી વિધિ ગરભ રહત અનુકરમીન, તેહી વિધિ નર અકરેતુ
તે હરિજન નિજનદાસ ભકતજન સેવક શરન સહેતુ. ૧

ચોસરા. ૨૧

ગરભ નચિંત માત એકતાયન, ભકત નચિંત સંતનસુ;
સેવ કરન શકિત તેહી તિનકી, તો કછુ હોય ભકતનસુ. ૧
ભક્તસંત અનવે એકતારત્ય, ન્યારા નહી નિરખાંનુ;
એ નાતુ નરવેદ સુદત્યનુ, જડતવ યુગન યુગાંનું. ૨
ભક્ત નિર સલિતા સંતનમે, ગીરીત્યે ઝરત બહેવું;
સો સલિતા મિલગઇ હરિસાગર, ન્યારા કુન રહેયેવુ. ૩
એહી પરકાર જાણ્ય જાણી નર, ભકત સંત ચરન્યેતુ;
તે હરિજન નિજદાસ ભક્તજન, સેવક શરન સહેતુ. ૪

દોહા.

ભક્ત લીન હોય જાય સંતમે, સંત મિલે નિજ ધામુ;
કહે કુવેર દોનુ દિરઘનપદ, પાવે પરમ વિરામુ. ૧

---

અંગ ૫.

સાધુ, સંત, યોગિ અને વૈરાગીનાં લક્ષણ.

ચોસરા. ૧

સાધન યુકત સકલ સંજમની ઇંદ્રિગ્રાહાજ ગ્યમ જાંને;
વિષે વિલાસ હાસ વિલમનકી, વતી ઉલટ ઘર આંને. ૧
સંત સ્વાંતિ સમાગ્યમ જ્ઞાનનકી, માન નહી માયનકે
રૂપરંગ કે સંગ રલીત નહી, જીનુ ચિતવન ચૈતનકે. ૨
યોગિ સો યોગનકી જતમત, જીનકી, ગત્ય મત્ય ઘેહેરી
સુરત સુન્યમે ગગન ગરજકી, સુનતવ ન્યાદ ન ફેરી. ૩

વૈરાગી વિનુરાગ વદીત પદ, તન ધન્ય ત્યાગ ઉમાગી;
તે સાધુ નિજ સંત યોગિજન. વૈરાગી ને વિતરાગી. ૪

ચોસરા. ૨

સુરત સ્વાધ્ય જીનુ નિરંત નિરાલંબ, આલંબન અવિન્યાસી
ગુપ્ત બચન જપતપ તન ભીતર, બાહેર નહી વરતાસી.
સરલ ગતી ગુણકે રજગુણ તજ,સજીત સબુધ્ય સુમતાઇ;
શિલતાસુચીતસુચિત મનકેમત, જીનુ કૃત સેહેજ સુભાઇ
યોગ જતનકી મતંન અરૂઢ અત્ય, આસન અટલ સમાધિ;
બ્રહ્મરૂદ્રમણિ મેહેલ ગવન ગત્ય, એહો વીધિ અલખ આરાધિ. ૩
તજીત સકલ તનુઆદ્યતરપસુખ,ભૂખજીનુભવહીતભાગી;
તે સાધુ નિજ સંત યોગીજન, વૈરાગી ને વિતરાગી. ૪

ચોસરા ૩

સાધ દશા સંભવન ભવનસે, દાધત ગ્રથવત્ ભિંના
ઈત અનુકરમ રહિત હોય રહે, સદ, પરમભેવ પરવિંના.
શત્રુ મિત્રુ સમતોલ જેહુનકે મુગતા વેર વરગથી;
આશાપાશા રહિત નિરવાજન, કાજન સુર સરગથી. ૨
એકાએક પેખ નિજ પદકે, મદ મોરસદ રદ ત્યાગી;
ફરક ફંદસે ગરક ઘોર ગત્ય, રહત યોગ અનુરાગી. ૩
છીવત ન ધાતુ પાત વિનતા રસ, ગ્રહીત હાથ મન વાગી
તે સાધુ નિજ સંત યોગિજન વૈરાગી ને વિતરાગી. ૪

ચોસરા. ૪

નિજ તન સાજ સકલ જીનુ હુકમીત,ચુક નહી ચલીત સરેસુ
જમ નેમ જકર જાક જત સાધન, સો બીન બાધ નરેસુ, ૧
ભાગ ત્યાગ નરણીત વિત ઉગરીત, જીનુ કરનન અવિલાંનુ;
તનું રણુતિત જીત ઉરમાં ખટ, કેહાવત સંત સુજાંનુ. ૨

ક્ષિતિ જળ તેજ પાવન સુન્યકે તંત, કરીત ઇંદ્રિ વસ એદુ;
સાધેત યોગ ભવભોગ તજીત તવ, રહત ધ્યાન અચલેદુ. ૩
ઓરૂ અજ ભવ ઇંદ્રાદિકકી રધ્ય, કબહુ ન કરત સરાગી;
તે સાધુ નિજ સંત યોગિ જન, વૈરાગી ને વિતરાગી. ૪

ચોસરા. ૫

સાધનકુ શુભ સોધ સબનકી, અધિક નુન્ય જપ જેહી;
એકથી એક વિશેષ વિલોકીને, જપીત સ્થિર થઇ તેહી. ૧
સંત રહત સતસંગ સદોદીત, બોધીત બોધ સુધ્ય કરહી;
જુગત્ય યથારથ જાંણ્ય જંમનુ તમ, ભાવા ભવિત વિતરહી.
યોગ કળા મત સુલટી ઉલટ કર, અજીત જીત ઘટ ઘેરી;
ચંચળ ચપળ ચલીત ચિત થિર કર, ભવિતવ યોગ અનેરી.
નામરૂપ ગુણ દ્રષ્ટ પદન પર, રહત સદન ઇતરાગી;
તે સાધુ નિજ સંત યોગિજન, વૈરાગી ને વિતરાગી. ૪

ચોસરા ૬

પુનહી સાધતંન સુવસ કમઠવત્, સકુરન કરન સમેદુ;
નેંન વદન રસનાય ઉપસ્તન, સહિત કરન સંકેદુ. ૧
સંત સચેત વેત નિજ લક્ષકે, ચખત નહી ચેષ્ટનકુ;
સાંખ્ય યોગ જડ જીનું ચેતન તર, ગ્રહીત પ્રાજ્ઞ શ્રેષ્ટનકુ. ૨
યોગિ નહી ભોગનકે ભુગતા, જુગતા રહત જતંનસે;
આલોક ઓરૂ પરલોક અસકતજ, વિચરત મહાદ મતંનસે
રાગ નહિ જીનકે ઉર અંતર, ત્યાગ તન ગ્રેહે આગી,
તે સાધુ નિજ સંત યોગિજન, વૈરાગી ને વિતરાગી. ૪

ચોસરા. ૭

સમતમ સહન દહન ઉપલે ક્રત, નર્ત નિરાલ વ્રત ધરહી,
એકાગ્રહે સ્થિર સ્થંભન સાધન સધ, જપજીનુ અમર અજરહી. ૧

નિગમ પુરાણુ સહાસ્ત્ર ઇતિહાસત, હાર્દ સમઝ સબેહી,
ઓરૂ આત્મ ગ્યમઅહંગઅરૂપમમ, હવીતવ સંત વિદેહી.
કહત વિયોગ યોગ કરનન જીત, ઇશ્વર જીવન મેળાપુ,
અગણિત જનમ યુગનકે વિછરન,મિલિતવ યોગ પ્રતાપુ.૩
નિજ વિપુ સહિત નેહ નહી જીનું ઇત, તિવ્ર ત્યાગ બડભાગી,
તે સાધુ નિજ સંત યોગિજન, વૈરાગી ને વિતરાગી. ૪

ચોસરા ૮.

સાહા કાલચ ધોવન સાધન ગત્ય, સહેલ નહી સુલભેતુ,
મહા વંકટ સંકિરણ કરન સર, હરણ કીંદ્ર કરમેતુ. ૧
સ્વાંત સદન નિજ વદન મહન વિદ, સહત વિઘન શિરઅંતુ,
તડિત તપત નહી જળધી વારીજહું, ત્યો શિતળ સોઇ સંતુ.
બહાર દ્રષ્ટ અવન્ય સર સંધત, લાગત બાંણ ગગનમે,
એહી વિધ્યકે ઉલટે મગ ઘરમે, યોગિ રહત મગનમે. ૩
મોહ નહી સ્વપનંતર નાર પર, જાગ્રત જોત્ય ન જાગી,
તે સાધુ નિજ સંત યોગિજન, વૈરાગી ને વિતરાગી. ૪

ચોસરા. ૯

સૂક્ષ્મ આહાર વારી પુની સૂક્ષ્મ,સૂક્ષ્મ સ્વર ઉચરનહી,
એ સાધન સબ આદ્ય કરનપથ, ઓરૂ સૂક્ષ્મ પસરનહી. ૧
અગમ અથાહ થાહ નહી આવત, જીનકે મુકર સુદનકી;
નેતિ નેતિજીનું નિગમ પોકારત, ત્યો ન લહત સંતનકી. ૨
જીનકે વસન વાસ જંગલ જીત, કસાણુ કાયકે કરખી,
હરખ શોક મદ ક્રોધ કામ ખડ, કરન યોગિ જડ સરખી.૩
ચૌદલોક સુખ સુકર વિષ્ટતજ, જીનુંરત્ય પરમ પરાગી,
તે સાધુ નિજ સંત યોગિજન, વૈરાગીને વિતરાગી. ૪

## ચોસરા. ૧૦

અબ જીનું કહત સકલ સાધન સુધ્ય, જેહી મજલસ જપ જેતુ,
ચક્રદેવ અહંમેવ અમોધિત, સો રિત્ય લહત સબેતુ. ૧
પ્રથમ ગણેશ ગામી ઘરકી ગત્ય, ચતુર પત્ર પકંજહી,
રિધ્ધિસિધ્ધિ સહિત બસત ગવરી સુત,જાપ ખટસત ભજહી
જેહી જીનકે સ્થળ મંતર જપ, તેહી તિનકે શિર ધરહી,
ગવરી સુત ગણપતિ ગરવાકુ, તાય સમર પણ કરહી. ૩
પુનહી અંક ચહુ ચતુર પત્રકે,જીનું ઉચરણ સુધ્ય લાગી,
તે સાધુ નિજ સંત યોગિજન, વૈરાગીને વિતરાગી. ૪

## ચોસરા. ૧૧

ખટદલ કમળ સમલ જીનકે જપ, સહેસ્ત્ર ચતુર દ્વે જપહી,
સાવિત્રી સહિત ઉભયે અજ, તિનકુ તેહી અરપણહી. ૧
નાભ સ્થાન દશ દલ પકંજ, સંગ સપાન અપવનાં,
શ્રીવર સહિત યુગલ જહાં રાજત,જેહીં નિજઇષ્ટ વિસવનાં.
ચતુર સહેસ્ત્ર દ્વે જપીત જાપ જહાં,તહાં તિનુ અરપણ કરહી
સ્વાસોસ્વાસ નિવાસ સહન કળ,જેહી તિનમે સ્વર ઘરહી.૩
એહી વિધિ નાભીનવેરકરનજમ, જીનું દમ દમ ગ્યમ જાગી
તે સાધુ નિજ સંત યોગિજન, વૈરાગી ને વિતરાગી. ૪

## ચોસરા ૧૨

હરદે કમળ દલ દ્વાદસ કહીયે, વાસા શિવ શક્તિનકે;
રસા સહેસ્ત્ર જહાં જપીતજપ, અરપિતજીનું લગતનકે. ૧
કંઠ કમળ જીવ શિવકા વાસા, સોડસ દલ પરમાંણું;
સહેસ્ત્ર એકજહાં જાપજપીત જપ,તહાંતિનુ કરી અરપાંણુ.
ભ્રગુટી કમળ ઉભયે દલકી પલ, અહંગ સહિત અજદેવા
સહેસ્ત્ર જાપ તહાં કરીત સમરપણ, સોહંગ હંસ લખભેવા;

સુન્યકે શિખર સહેસ્ત્ર દલ અંદર, જઇ જુવે જોત્ય ચરાગી
તે સાધુ નિજ સંત યોગિજન, વૈરાગી ને વિતરાગી. ૪

ચોસરા. ૧૩

ઓરૂ અનહદ દશ નાદ નિરંતર જંતરવત જહાં બાજે;
કાળ જાળ ઝંઝાળ ન વ્યાપત, જહાં નિજ જોત્ય બિરાજે.
સહેસ્ત્ર એકતાંહાં ઉઠત પ્રણવ ધુન્ય, જેહી સહભર ઘરસંચે;
બાવન અંક સહિત સ્વર શોધાંત, જીનું સાધન ફળ વંચે ૨
એહી સાધન કુલ કરત કરાંમલ, કહીત લહીત જમ જેહી.
સુણત સાધ જીનકુ કરન ખપ, અતિરત્ય અંતૃ સનેહી.૩
અજંપા આદ્યજેહી મંત્ર સજીવ જપ, ભજત આંન્ય સમ ત્યાગી;
તે સાધુ નિજ સંતયોગિજન. વૈરાગી ને વિતરાગી. ૪

ચોસરા. ૧૪

ઓરૂ સૂણીયોજન યોગનકી જગ, મગ મતબલ ચલ ગુપતા;
ખડતલ ખોજ સરોજ સહિતમદલ, કરન અંકસર ચુપતા.
જીનુ આસન નિજ પદ્મ પરાયન, કહુક્રિયેમાણ સૂણાઇ,
ગુદા ઇંદ્રિકે મધ્ય લગાવન, દાહન પાવ પનાઇ. ૨
વાવા ધર દાહન ઝંઘન પર ત્રિકુટિ ધ્યાન ધરીજે,
રેચક પોરક પુની કુંભક કર, સ્વરકે સંઘ વરીજે. ૩
એ આસન નિજ પદ્મ યોગ જીત, વિતજીનું સ્વર સોહાગી,
તે સાધુ નિજ સંત યોગિજન, વૈરાગી ને વિતરાગી. ૪

ચોસરા. ૧૫

પુની દાહનપદ કરીત વાય પર, વાવા દાહ ધરીજે,
ઉલટી પીઠય પદ ગ્રહીત આંગુરી કર, સૂધો મેરૂ કરીજે. ૧
આસન સિદ્ધ સમાધ્ય કરન એ, વંકનાડ્ય સુલટાઇ;
વજર કપાટ ખોલ ખુદ ખડકી, સુન્યમે સ્વાસ સમાઇ. ૨

સકલ જાપ દમ પુરીત પ્રગુરુ શિર, કરીત તગન ઘરવાસા.
દેહ ઈંદ્રિ ઈતરહીત ગુણાતિત, અભિજીત અરસ નિવાસા. ૩
સુરત નુરત તિનુ સંગ રહાવત, પરમાત્મ પિયુ આગી;
તે સાધુ નિજ સંત યોગિજન, વૈરાગી ને વિતરાગી. ૪

ચોસરા. ૧૬

અભિજીત અરસ શિખર બીચ કહાવત, ભમર ગુંજ ગુફાઈ
ગરજત ઘોરઘન ચલીત દાંમની, અમિત બુંદ જડ છાઈ.
પુષ્પ સહેજ જહાં પરમ તખતપર, પ્રણવ હંસપતિસાંઈયાં
પ્રાણપુરૂષ જહાં ચમર ઢોળાવત, સોહંગ સહિત સમદઈયાં
ઈંગળા પિંગળા સુરત ઉલટ સ્વર, ત્રિવેણી ઘાટ પટ દેઈ;
ચંદ સુરજ સહિતમ તહાં સંજમ, સૂક્ષ્મણા સંઘ સન્યેઈ.
સજ્જન સમાજ સમેટ સુન્ય ઘર, રહેત યોગિ પળ લાગી;
તે સાધુ નિજ સંત યોગિજન, વૈરાગી ને વિતરાગી. ૪

ચોસરા. ૧૭

જબ ઉતકી નહી લહત વિવરતા, સકલ સમાજ સમાતે;
જાઈ મિલ્યે સબ પરમ જોત્ય ઘર, ભોગત સુખ અઘાતે. ૧
સુખ મન આદ્ય સમેત ચંદ રવિ, દ્વારપાળ ૐકારા;
સુરત સહ્યાંની રહત પિયુ સંઘે, કરત અખંડ વિહારા. ૨
ઝડત નાદ ઝનકાર વિવિધિ વિધ્ય, ઘોરત ટબલ ટહંકારા;
તપત રાજ તહાં અલખ નિરંજન કબહુન કાળ પસારા.
જીનકે યોગ કરત સોઈ યોગિ, તિનકી અટલ પિરાગી;
તે સાધુ નિજ સંત યોગિજન, વૈરાગી ને વિતરાગી. ૪

ચોસરા. ૧૮

ઓરૂ સૂણીયો નરવેદ ત્યાગ મગ, જગત્યે રહત ઉદાસી;
આશા અવન્ય પાવ નહિ પરસત; વકત વ્યોમકે વાસી. ૧

આત્મદેહ પંખ ગતી ગ્યમકી, સુરત નુરત નેંન નહી;
ફ્રુણી વ્રક્ષ સંતોષ સહન ફ્ળ, પાવત સુખ ચહેન નહી.૨
દગ્ધ બીજ વૈરાગ અગન્ય જીનુ, વિશિયાનંન વિતપનકે;
નાતા તોર નિરાસ નિહંગમ, સંગમ નહી સરીયનકે. ૩
સાહેર નિર નાવ વાયસવ્રત, પ્રભુ તજ ઘરન ન પાગી,
તે સાધુ નિજ સંત યોગિજન, વૈરાગી ને વિતરાગી. ૪

ચોસરા. ૧૯

ન્હેં કંચન નિરલેપ નરેસર, વૈરાગનકે વેસુ;
તારણ તરણ શરણ જેહી આવત, કરતારથ ભવ ભેસુ. ૧
જીનકી રહેણ્ય કહેણ્ય સોઇ કરતલ, પરત લહીત ઘટ અંતુ,
ગુરૂકે બચન વિલોક આધારન, ઓર નહિ ચિતવંતુ. ૨
ઉરધ ગતિ પતિ રહત રતિનકે, જીનકે બદન અનેરી,
ગોપીચંદ ભરથ સમસો નર, તિનમે હેરનફેરી. ૩
હેરફેર નહિ ઓરૂ સુખકે તુલ્ય, બરદ અતુલ્ય ન ડોલાગી,
તે સાધુ નિજ સંત યોગિજન. વૈરાગી ને વિતરાગી. ૪

ચોસરા ૨૦

અહો ધન્ય નર ધિરજ સધીર તન, મહા સુભટ સલતાંનુ;
તરક ત્યાગ સગ્રામ મોહનસે, લરત ન ભયે અયાંનુ. ૧
અજભવ એકલ સંઘ સરીખે, કબહુક કામ નચાઇ;
સો કિદ્રપ જીનસે ન ખટાયત, ત્યાગીત તરણ તુલાઇ.૨
સારધાર વૈરાગ વિખમકે, કોઇક જવરલા એકુ;
ઓર સકલ સબ ત્યાગ કહનકે, અગણિત ભેખ અનેકુ. ૩
કીન બરન વૈરાગ ત્યાગકે, કરન કઠન કરડાગી;
તે સાધુ નિજ સંત યોગિજન, વૈરાગી ને વિતરાગી. ૪

ચોસરા. ૨૧

અબ જિનુ સંત અતંત વરતકી, શ્રોત કહત સમઝાઇ;
નિજપતિ અંશ ભિન્ન ભવ દરસીત, દહિત ન તત્વ બલાઈ.

અગમ ગતિ સરવજ્ઞ સતંતર, અંતર રહિત સવેતા;
નામ રૂપ ગુણકે થઇ કારણ, સાક્ષિવંત રહેતા. ૨

ભિન્ન નહીં ભગવંત જીનંતર, રહીત સરલ સંમપુરા;
આડચ અટક નહી ખટક ખલકકી, અનુભવ હાલ હજુરા. ૩

જિનકે બચન અચંત ચિનાવત, અભે કરન ભય ત્યાગી;
તે સાધુ જિનસંત યોગિજંન, વેરાગી ને વિતરાગી. ૪

દોહા.

કીયેહુ લક્ષ નિજ સંત સભાસન, તજ્ઞ યોગ સાધનકે;
કહે કુવેર સમેર ચતુર મહી, શ્રેષ્ટ સંત પાદનકે. ૧

---

## : ગુરૂ શિષ્ય સંવાદ. :

(ખટ ચક્રભેદ ગોષ્ટિ)

શિષ્ય—ૐ ગુરૂજી કુનતત્વસે નાદ ભયા હે,
કુન તત્વસે કાયા;
કુન તત્વસે બુંદ ભયા હે,
કુન તત્વસે માયા. ૧

ગુરૂ—વ્યોમ તત્વસે નાદ ભયા હે,
મહાનિધિસે માયા;
તેજ તત્વસે બુંદ ભયા હે,
તોય તત્વસે કાયા. ૨

શિષ્ય—ખટચક્ર કાયાકી ભિતર,
કુંન કુંન અસ્થાના;
સોઇ સકલ વિધિ મોઇ બતાવો,
તત્વ વિચારી જ્ઞાના. ૩

ગુરૂ—ખટચક્ર કાયાકી ભિતર,
આપ આપને અસ્થાના;
એક એકત્યે કહી સમજાવું,
સુનબે શિષ્ય સહ્યાના. ૪

શિષ્ય—મૂળચક્ર કોહો કાહાકુ કહીયે,
કુન દેવકા વાસા;
કેતે જાપ અજંપા ઉઠે,
કેતે દલ પરકાશા. ૫

ગુરૂ—મૂલચક્ર હે ગુદા મંડળે,
ગવરી સુતકા બાસા;
ખટસેં જાપ અજંપા ઉઠે,
ચારૂ દલ પરકાશા. ૬

શિષ્ય—મૂળચક્રકી ભલી સૂણાઇ,
સંશે દીયો નસાઇ;
આંન્ય ચક્રકો ભેદ બતાવો,
સામ્રથ હો ગુરૂ રાઇ. ૭

ગુરૂ—આંન્ય ચક્ર હે ઉતપત દ્વારે,
બ્રહ્મા શક્તિ હે જાંહી;
ખટહી સહેસ્ત્ર અજંપા જપહી,
ખટદલ કમળકી માંહી. ૮

શિષ્ય—ઉભયચક્ર અનુસાર અનુપા,
મોપે દીયો પઠાઇ;

નાભી કમળ દળ પંકજ અજંપા,
કુન દેવતા માંહી. ૯

ગુરૂ—નાભ સ્થાને દશદલ પંકજ,
વિષ્નુ કરત વિલાસા;
ખટહી સહસ્ર અજંપા જપહી,
આત્મ અંશ ઉલાસા. ૧૦

શિષ્ય—તિન ચક્કી કથા સુનાઇ,
અંતર દિયો નસાઇ;
રૂદે કમલ દલ પંકજ અજંપા,
કુન દેવતા માંહી. ૧૧

ગુરૂ—હરદે કમળદલ દ્વાદશ કહીયે,
દેવ નિરંજન જાંહી;
ખટહી સહેસ્ર અજંપા જપહી,
અર્ધ ઉરધ મધ્ય માંહી. ૧૨

શિષ્ય—ચાર ચક્કી સાર સહ્યાંનક,
પ્રાકૃત બુધસે પાઇ;
કંઠ કમળ દલ પંકજ અજંપા,
કુન દેવતા માંહી. ૧૩

ગુરૂ—કંઠ કમળ દલ સોડષ પંકજ,
શિવ દેવતા માંહી;
સહેસ્ર એક અજંપા જપહી,
સ્વાસા શબ્દ ઘડાઇ. ૧૪

શિષ્ય—પંચ ચક્કી પ્રત પયાંનક,
વિધવિધસે મને શિખાઇ;
જાંહાં જાંહાં ગુરૂજી ભેદ બતાયા,
તાંહાં તાંહાં સુરત રખાઇ. ૧૫

ભ્રગુ કમળ કેતે દલ પંકજ,
કુન દેવ અસ્થાના;
કેતે જાપ અજંપા ઉઠે,
કુન લોક મહેલાંના. ૧૬

ગુરૂ—ભ્રગુ કમળ દ્રેદલ પંકજ,
સસ્વ દેવ અસ્થાના;
સહેસ્ત્ર એક અજંપા જપહી,
અમર લોક મહેલાના. ૧૭

શિષ્ય—ગગન ચક્ર હે શેશ સબનકો,
કેતે દલ ઉનમાના,
કેતે જાપ અજંપા શક્તિ,
કુન દેવ નિધાના. ૧૮

ગુરૂ—ગગનચક્ર હે શેશ સસમો,
સેહેસ્ત્ર દલ ઉનમાના;
તે તે જાપ અજંપા શક્તિ,
જોત સ્વરૂપ ભગવાના. ૧૯

શિષ્ય—સમચક્ર કો સકલ સભેદા,
મોપે દીયો લખાઇ;
કહે કુવેર સતગુરૂ પ્રતાપે,
ઝળમળ જોત્ય દેખાઇ. ૨૦

શિષ્ય—પિંડપડયે જોતી કયાંહાં જાવે,
અનહદકા કયાંહાં વાસા;
શ્વાસોશ્વાસ પવનકી દોરી,
અંતે કયાંહાં સમાસા. ૨૧

ગુરૂ—અનહદકી માંહી જોત્ય સમાવે,
નાદ સુન્યમે બાસા;

શ્વાસોશ્વાસ અંત અવિકાશા,
તિનુ અવિગત્ય વાશા. ૨૨

શિષ્ય—અવિગત્યકી ગત્ય મોઇ બતાવો,
તામે સુરત રખાવું;
દૂર નિકટકે મધ્ય મેદાના,
કેસા રૂપ લખાવું. ૨૩

ગુરૂ—અવિગત્ય અગમ અગોચર,
રૂપરંગ નહિ રેખા;
દુરનિકટકે મધ્ય ચરાચર,
ખાલીભર નહિ રેખા. ૨૪

શિષ્ય—મન મેરા ક્રિયા ક્રમ લાગ્યા,
સુરતિ ધ્યેપદ રંગી;
રૂપરંગ રેખા બિના અવિગત્ય,
કોહો કયમ હોવે સંગી. ૨૫

ગુરૂ—મનકા મહેરમ ચંત વિચારો,
સુરતિ ઘર અણલંગી;
સહેજ સુન્યમે રહો સમાઇ,
એહી વિધિ અવિગત સંગી. ૨૬

શિષ્ય—અવિગત્ય નામ કાહાકો કહીયે,
મોકુ કહો સમઝાઇ;
કોઇ કહત માયાકુ અવિગત,
સબ ઘટ રહી સમાઇ. ૨૭

ગુરૂ—માયા અવિગત જબલગ કહીયે,
આત્મ તત્વન ન જાંન્યા;
દિનકી ખબેર નહી ગુડવાકુ,
તેજ તારાકા ઢાંન્યા. ૨૮

શિષ્ય—દ્વૈમન છાંડી નિજમન રાખો,
એસા લક્ષ લખાવો;
જાપદ રંગિ હામ ફરે નહિ,
તેસી સમઝ પખાવો. ૨૯.

ગુરૂ—પંચુતત્વ તત્વમે મેલો,
મન મેલો ચૈતનમે;
છતે પિંડ સાંખ્યકુ વહેંચો,
ના આવો ફેર ઓદરમે. ૩૦

શિષ્ય—પંચુતત્વ તત્વમે મેલું,
મન ચૈતન લહે લાવું;
કહે કુવેર સતગુરૂ પરતાપે,
હંસે હંસ મેલાવું. ૩૧

દોહા.

હંસેહંસ મેલાયકે, અરસપરસ એકરૂપ;
શ્રીમત્ કુવેર શિર સામ્રથ, નિજપતિ પરમ અનુપ. ૧

## : ચેતવાણી :

મન તું સમઝને મેરા, છોડી જક્તકા ભેડા.
ચૂપે ચેત નવેરા, કરલે સંતશુ નેડા;
દાસન દાસહી કેરા, સતગુરૂ ચરણ ચિત હેડા;. ૧
સંશે શોક પાવક નીર, ચંચળ ચપળકુ કર સ્થિર;
ઘટમે ખોજ કરલે ભાઇ, બાહેર કયો રહ્યો ભરમાઇ. ૨
ખટસે એકવીસ હજાર, દ્વાદશ દ્વાર દરશે બહાર;
શ્વાસા શબ્દસે ટૂટે, કે કાયા કંચનકી ફૂટે. ૩

સાધન સાધ લે અનુસાર, ત્રિકૂટિ તંતુ તિન વિચાર;
મુળ ચક્ર દ્વારા બંધ, સુધા કરી મેરૂ ડંડ. ૪
જપલે જાપ અજંપા, સુન્યહી શિખર ઘરમે જાપા;
ચંદા સૂરકા ઘર ફેર, ઉલટ અગમ ઘરકુ હેર. ૫
કરલે વાસ બેહદમે, માયા કાળ રહે હદમે;
અનહદ નાદ ધૂનિ, બાજત ગગનમે સૂનિ. ૬
ઝળમળ જોતિ બીન બાતી, જાંહાં નહિ દિન ને રાતી;
તાંહી તેજકા વાસા, રવિ શશિ કોટ પરકાસા. ૭
જાંહાં નહિ વરણ નાંના વેષ, જોતાં સાંખ્ય યોગે શેષ;
તેહી રૂપહે તેરા, સતગુરૂ શબ્દસે હેરા. ૮
ઉનમૂનિ સુરત સમાની, જાંહાં નહી મનને વાણી;
તાંહાં નહી જીવ શિવનો દ્વૈત, માયા ત્રણ ગુણથી તિત. ૯
આપો આપ રહે ઉલાસ, જહેનો સકલમે પરકાસ;
ચંદા સૂર રહે બ્રહ્માંડ, ભાસે કિરણ બહુ ભંડ. ૧૦
એવો આત્મા અનુપ, ના આવે બ્રહ્મ માયા કુપ;
સિંધુ નિર રહે અસ્થિર, સદા સંઘ રહે સમીર. ૧૧
વાયુ યોગ ડોલે બહાર, લહેરી અનંત અપાર;
એવો બ્રહ્મમે સંસાર, જાણે સંત કોઇ સાર. ૧૨
વસ્તુ રૂપ વિલસ્યો આપ, સદા સ્થિર નહી ઉથાપ;
ચેતન ચેતને સરવંગ, અચળ આત્મા અભંગ. ૧૩
બહુ વિધિ વિસ્તર્યો વિલાસ, સ્વામી સકલ સર્વે વાસ;
રોમ રોમમાં બ્રહ્માંડ, સપ્ત દિપને નવ ખંડ. ૧૪
ધરીયાં રૂપ નરને નાર, લીલા અનંત અપાર;
જમ બટ બિજનો વિસ્તાર, એવો કારમો સંસાર. ૧૫
સ્વે ઘનશ્યામ સુંદર સોઇ, નહિ આવે ન જાવે કોઇ;
કોઇ જમ આકાશ આભ્રણુ શક્ત, રહે નભ નિરમળ આશક્ત

ભાસ્યું જક્ત એહેવું વ્યક્ત, આપે અકરતા અવ્યક્ત;
નિરગુણ રૂપ નિરાકાર, તમ નહિ વ્યોમને વિકાર. ૧૭
જમ જળમે બુંદગા હોય, એહેવું વિશ્વ કરતા માંય;
સ્વામી સસ્વરૂપે સોય, ગુરૂગમ વીના ન લહે કોઇ. ૧૮
હલમલ હરિ રહે હજુર, ઉભે આપ દેખે દુર;
ચૈતન ચરાચર પરમાણ, ઉણો અણુ નહી નિરવાણ. ૧૯

સાખી.

પુરણ બ્રહ્મ પુરી રહ્યો, અજર અમર અવિન્યાસ;
ઘટ મઠ પટમે રમી રહ્યો, જમ હેરૂ આકાસ. ૧
ધેને ધ્યાતા જાંહાં નહિ, સ્વે પરમાત્મ રાય;
બાવનથી રહે બાહેરો, અલખ લખ્યો નવ જાય. ૨
કૃષ્ન સ્વામી કરૂણા કરી, કુવેર ઉપર અતિ રીઝ;
ઉદે ભયો અનુભવ તરૂ, લક્ષગુરૂ નિજ બીજ. ૩
જીવન મૂક્ત થઈ જકતમે, કરે જ્ઞાન પરકાશ;
સો છાયા સંસારમે, આતુર જીવ નિવાસ. ૪
જશ જાહેર જુગ વાસના, કીર્તિ પુષ્પ અઘાદ;
અર્થ સમજે તરૂ ફળ મત, ર્ગત ઘટ લહત સવાદ. ૫
રત્ન અમૂલ્ય ચિંતામણિ, અગમ બોધકો અરથ,
કહે કુવેર જન જે લહે, અનુભવ પ્રગટે તરત. ૬

## : ઉપવીત વિધિ. :—

સબ ઘટ વ્યાપક બ્રહ્મહે, બ્રાહ્મણકુ અધિકાર;
જો નહિ જાણે જક્તામાં, સો નર પશુ ગુમાર. ૧
એક તારકે છન્નવ કીયે, એસે મિલાયે તીન તીન;
ફેરી ચાલીસ ચીત ચેતકે, ગ્રહો લક્ષ પરવીંન. ૨

તે બ્રાહ્મણ નિશ્ચય હવા, સાંખ્ય યોગ વિચાર;
નહિ તો ગાફલ જાયગા, કહે કુવેર પોકાર. ૩
બાવન આંગુલ શ્વાસહી, મહાવાયક દ્વાદશ જાણ;
ચાર વેદ વાણી ચતુર, પ્રાણ દશ પરમાણ. ૪
નવ વ્યાકરણ પંચ માત્રિકા, કીયે છન્નવ એકતાર;
બાહેર ભિતર સમઝકે, ભયે બ્રાહ્મણ ભવપાર. ૫
પુરૂષ પ્રકૃતિ ગુણ તિનું, સૂક્ષ્મ દેહ તનુ કીન;
પંચ માત્રા અંતઃકરણ, મિલિત ભયે નવ ચીન. ૬
ફેરી ત્રિયે ભાગ મિલાયકે, દશ ઇંદ્રિ પંચભૂત;
ઇંગળા પિંગળા દશ દેવતા, ભયે સ્થૂલ મજબૂત. ૭
એસે સતાવીસ તત્વકો, દેહ દરશ તનુ માંન;
તાકુ શઠ જાણે નહિ, કહા ભયો પઢિ પુરાન. ૮
કુંભક પોરક રેચક, મિલિત ભયે ત્રિયે સાર;
તાપર ગ્રંથી વૃત્તિ દીયે, ભયે યજ્ઞો અનુસાર. ૯
એસે જાણે સો બ્રાહ્મણ, તજી ભવ આળપંપાળ;
કુમધેન સબ વામકે, ગ્રહી ગુરૂગમ વિશાળ. ૧૦
વ્યાસ સુપત નારદાદિક, વાલ્મીક વશિષ્ટ;
વિશ્વામિત્ર પારાસુર, સબ શિર ભયે બળિષ્ટ. ૧૧
બ્રહ્મા કબિર શંકરધર, એ સબ પુરૂષ તત્વવેત;
કમળનાભ બ્રહ્મા ભયે, કબિર કરવીર તેત. ૧૨
વરણ શંકર શંકર, રખવદેવ ક્ષત્રિબાળ;
ઇન આદ્યે સર્વ સૌદર, ભવિતવ પરમ વિશાળ. ૧૩
જન્મે જબ સૌદર, સંસ્કાર ભયે જબ દ્વિજ;
વેદ વિચાર વિપ્ર ભયે, બ્રહ્મલક્ષ બ્રાહ્મણ નિજ. ૧૪
સદ્ગુરૂ કૃપા જીનકુ ભઈ, તિનું પાયા એહી ભેદ;
શાસ્ત્ર પઠન નહિ જાણત, નેતિ કહત જીનુ વેદ. ૧૫

વેદ વિગત જુગતિ કરી, ભયે ભરમ ભંભેર;
સદ્દગુરૂ ખોજ પાયે બીના, બ્રહ્મ લક્ષ નહોત નવેર. ૧૬
તાતે તુમકુ કહતહુ, ગ્રહો ગુરૂગમ તત સાર;
કહે કુવેર પદ પાયકે, ભયે બ્રાહ્મણ બ્રહ્મચાર. ૧૭

## : તબક :

ચૌદ તબક સદ્દચિદ્દ પર, ઓરૂ આનંદ શિર ઇશ;
પુનહી ચતુરદશ ઉરધ્વ, મધ્ય મહેલ ધણી ધિશ. ૧
સકલ અંશ સરજન સદ, પરમ પુરાતન પેઢ;
વૃત્તિ ખટ વિતપન કરી, જિને સરજ્યા જુગ ઝેઢ. ૨
જુગ ઉતપન કરનન ગતી, ભાખે વિવિધિ વિલાસ;
જંગમ સ્થિર અચરાચર, કારણ કર્મ પ્રકાશ. ૩
કારણ વૃત્તિ ખટ વિશ્વની, કર્મ ઇંદ્રિદશ કામ;
પંચ તત્વ ગુણ ઘણ મયે, વિગતવ કિયે વિરામ. ૪
લક્ષ ચતુર તનુ ખાણકી, ચારખાણ ચકવેવ;
આણ આઘે અજ ઇશ્વર, પંચિકરણ વર્ણેવ. ૫
અધિક નૂન્ય ઉત ઇત કરી, ગુણ ઘણ તત્વ મેલાન;
કિયે સકલ મહોધમ હુતે, નિજપતિ પરમ ઠેકાન. ૬
મહોધમ જેહી નિજ પતિ ઘર, ધરસે અગમ પરાય;
ન્યાય સહિત નિજ નર્ણવુ, માહાદ મોક્ષ ગતિ તાય. ૭
જેતને ઇંડ ઓલંગકે, વાજીત સામ્રથ સોય;
ઉપલે તબક સહિત જીનું, ઘુઢ ગતિ ગમ કહુ મોય. ૮
એહી વિધિસે ભિન્ન ભિન્ન સબે, અઠ્ઠાવીસ ઇંડકટાક્ષ;
ઉપજે જીનુ અનુકરમીત, અનુભવ અગમ વિભાક્ષ. ૯

અષ્ટ અંગિશક્તિ લોક (૧) શેષ લોક (૨) સારપી લોક (૩) સમાધિ લોક (૪) જમીયેત લોક (૫) મારધવ લોક (૬) સંભ લોક (૭) પાતાળ લોક (૮) રસાતલ લોક (૯) તલ લોક (૧૦) તલાતલ લોક (૧૧) નીતલ લોક (૧૨) વીતલ લોક (૧૩) આતલ લોક (૧૪) એ પૃથ્વિના પિંડમે હોય તે. અવ્યાકૃત શક્તિ લોક (૧૫) વિષ્નુ લોક (૧૬) સત લોક (૧૭) તપ લોક (૧૮) જન લોક (૧૯) મહર લોક (૨૦) તારા લોક (૨૧) દેવ લોક (૨૨) ગાંધર્વ લોક (૨૩) કીન્દ્ર લોક (૨૪) ભૂર લોક (૨૫) ચંદ્ર લોક (૨૬) સુર લોક (૨૭) અ્રત લોક (૨૮) નિરંજન અને નાભિ નારાયણુ બિચે અ્રતને આતલ લોક. મહીમંડ ઇંડને વિષે નિરંજનને નાભિ નારાયણુ કરતા. અનુક્ત ઇંડને વિષે પરિબ્રહ્મને અવ્યક્ત પુરૂષ કર્તા. અખિલ ઇંડને વિષે અલેખ પુરૂષને અજર પુરૂષ ઇષ્ટદેવ. અવિછિન્ન ઇંડને વિષે અજર પુરૂષ ને અમર પુરૂષ ઇષ્ટ દેવ, અલેપમ ઇંડને વિષે અકલ પુરૂષને અમિત પુરૂષ ઇષ્ટ દેવ. સુક્તિ ઇંડને વિષે સંભ્ર પુરૂષને સહિર પુરૂષ ઇષ્ટ દેવ. ક્રાંતિ ઇંડને વિષે ક્રણીક્ત પુરૂષને કારણુ પુરૂષ ઇષ્ટદેવ. અરૂઢ સૂન્યને વિષે પ્રકાશ બ્રહ્મ એકીલોજ છે. અખિલ સૂન્યને વિષે પણુ સ્વેપ્રકાશ બ્રહ્મ એકીલોજ છે. શા માટે જે અરૂઢ સૂન્ય ને અલીલ સૂન્યને વિષે તો પ્રકાશ બ્રહ્મને સ્વેપ્રકાશ બ્રહ્મ વ્યાપક રહ્યો છે, તેણે કરીને બીજા પુરૂષથી સૃષ્ટિ ઉત્પન્ન નથી થતી.

## —: રેકતા. :—

પઢ પઢ કે પંડિત ભયે ગુણવાંનવે,
છૂટે નહિ લવ લેશ માયાકો ધ્યાંનવે;
જુગતે બોલે જોર જુક્તા સમઝાયવે,
કહે સત્ કુવેર સબે મન માયવે. ૧

તમ તમ વાધે માંન અહંપદ આપવે,
કરે જીવની લહાર પુન્યને પાપવે;
ગયે ચોરાસી મહાંય સબે અણ દીઠવે,
કહે સત્ કુવેર આગુ પંડિતવે. ૨

જબહી છૂટે ઘાટ ઠાઠ વેરાયવે;
સાચી કહો પંડિત જીવ કહાં જાયવે;
તાદીનકો વિસરામ જીવકો સોયવે,
કહે સત્ કુવેર બતાવે મોયવે. ૩

સાચા પંડિત સો બતાવે આદ્યવે,
કરમ ધરમકી દોય નહી ઉપાધ્યવે;
તબ જાણુ પંડિત સબે ગુણવાંનવે,
કહે સત્ કુવેર સાચો નિજ જ્ઞાંનવે. ૪

જબ પાવે નિજ જ્ઞાન ધ્યાન સદાયવે,
સુરત નુરત દોય સુન્ય સમાયવે;
રહે ગગનમે ગેબ ચેબ નહી કેહનો,
કહે સત્ કુવેર પાવે ઘર છેહનો. ૫

જાકુ કહીંયે છેહ નેહ કરે તેહનો,
રાજ રહે અખંડ સકલમે જેહનો;
તા ચરનનમે ચાહ ચંતમેં ઇચ્છવે,
કહે સત્ કુવેર ગુરૂકુ પ્રીછવે. ૬

સાચા સતગુરૂ સોય બતાવે સતવે,
હું તું મારૂ તાણય રહે નહી મતવે;
ઉપજે આતમ જ્ઞાન ધ્યાનકી સાંનવે,
કહે સત્ કુવેર સરૂપા વાંનવે. ૭

હવે ત્યાગ વૈરાગ જક્તાકી સંગવે,
આસા અંગ ઉમંગ હવે સબ ભંગવે;
હરિ ચરનન અનુરાગ સમાગ્યમ સંતનો,
કહે સત્ કુવેર મર્મ મૂળ તંતનો. ૮

મૂળ તંતકો મરમ કરમ નહી જહાંયવે,
અણુલંગી અવિનાશ રહે તે તહાંયવે;
જ્યોકો જ્યો સદાય આવે નહી જાયવે,
કહે સત્ કુવેર રહ્યો સોહાયવે. ૯

રહ્યો સકલ સોહાય સનાતન આદ્યવે,
દરશો ઘટ મઠ મહાંય ગુરૂ પરસાદવે;
બાવન અક્ષર બહાર અનાદી રહે અખે,
કહે સત્ કુવેર પંડિત તે શું લખે. ૧૦

કયા જાંનુ પંડિત દ્વૈત ન જાયવે,
કરમ ધરમકી મહાંય રહ્યો લપટાયવે;
છૂટયાકી ગ્યમ નહાંય જીવકી જાંણયવે,
કહે સત્ કુવેર મીટે નહી તાંણયવે. ૧૧

તાંણે સાચુ તંત અંતહી જાયવે,
તે સાથે શું જંત રહ્યો લોલાયવે;
આત્મ રહ્યો અપેખ દેહકી મહાંયવે,
કહે સત્ કુવેર કહો તે કાંયવે. ૧૨

કહા કહો મતીમંદ અંધ નિરંધવે,
પરકરતિ કે પાસ પડયો શું ફંદવે;

લક્ષું નહિ ગુરૂ જ્ઞાન તત્ત્વ વિચારવે,
કહે સત્ કુવેર કથ્યો સંસારવે. ૧૩

સંસેતી સંસાર હવો અહંકારવે,
તાતે કહીયે જીવ સકલ વિસ્તારવે,
આગે ઇશ્વર અંશ વંશ આકારવે,
કહે સત્ કુવેર ફર્યો જુગ ચારવે. ૧૪

ચાર યુગકી મહાંય ભમે સબ લોયવે,
મોક્ષ મુગતકો દ્વાર પાવે નહી કોયવે;
તાકે ઇશ અનુપ મુખી પંડિતવે,
કહે સત્ કુવેર બંધ્યો કરમીષ્ટવે. ૧૫

બંધ્યા જીવ કરમીષ્ટ શ્રષ્ટ કે મોટવે,
ધારણુ પોખે ધીર કરમકી ઓટવે;
અંતે ડૂબે સરવ્યજ્ઞ ગંજીઠવે,
કહે સત્ કુવેર પાપી પંડિતવે. ૧૬

પાપે હવો પંડિત દ્વૈત ગુણ ગાયવે,
ફોગટ ફળને કાજ જક્ત ભરમાયવે;
અધમ કીયો હે કામ દામકે કાજવે,
કહે સત્ કુવેર બોલત નહી લાજવે. ૧૭

નેક ચલાવ્યો લાજ સહેજ સમઝવે,
ઉચરો અમૃત વાંણ્ય તજી પરમોધવે;
આશા રહીત અતિત કથ્યો બ્રહ્મ જ્ઞાંનવે,
કહે સત્ કુવેર મૂકિત મન માંનવે. ૧૮

મૂકી મંનકો માંન વાંન ભગવાંનવે,
આંન્ય ન દુતીયો કોય આપકો ધ્યાંનવે;
કરમ ધરમને જીવ આવે નહી દ્રષ્ટવે,
કહેસતકુ વેર રહો ઉતકષ્ટવે. ૧૯

ઉતકૃષ્ટ અહંમેવ દેવકુ સેવવે,
નિરાકારકો નેંમ અહોનીશ ટેવવે;
પ્રેમતણો કર પુષ્પ ચિત્તકા ચંદના,
કહે સત્ કુવેર આતમકુ વંદના. ૨૦

આતમ સહુનો જાંણ્ય અજાયો એકવે,
પ્રકૃતિની પાર આપ અલેખવે;
સંજમ શ્વાસોશ્વાસ કરે પરવેસવે,
કહે સત્ કુવેર નહી આવેશવે. ૨૧

આતમ નહી આવેશ વેશકો લેશવે,
સંગે નવ રંજાય અસંગી સેવવે;
પંચતત્વકી મહાંય પસાર્યો ખેલવે,
કહે સત્ કુવેર સુન્યમે મહેલવે. ૨૨

સુન્ય શિખર ઘર મહાંય અવિગત આપ અનુપવે.
ઘે ધાતા પદ નહાંય રંગને રૂપવે;
રૂપ રંગ વિના રેખ સોહાગી સાંઇવે,
કહે સત્ કુવેર ઘર અગમતે, નિગમ કુ ગ્યમ નહાંયવે.૨૩

નિગમ ચાર વિચારી વ્યાસે કરે પુરાંનવે,
કીયા શિવકા જીવ તબહી ભયે ઝુરાંનવે;
તામે ભૂલ્યા લોક ગતી નાં પાયવે,
કહે સત્ કુવેર ચોરસી જાયવે. ૨૪

ચોરાસી ચોખાંણ્ય આવે નહી અંતવે,
ઉત્તમ મધ્યમ આપ ધરે બહુ તંતવે;
કર્તાકી ગ્યમ નહાંય આંન્ય અવતારવે.
કહે સત કુવેર સાર આસારવે. ૨૫

સાર અસાર લગાર જાણે તે માનવી,
સૌ નદીયોની મહાંય શ્રેષ્ટ તે જાંનવી;

સૌ તરવરની મહાંય ચંદન બાવના,
કહે સત્ કુવેર સમઝ ગુણ ગાવના. ૨૬

જો સમઝુ તો સમઝ મનુષા દેહવે,
મૂકી દેને મંદ માયકે નેહવે;
કરલે સાચી પ્રીત સંતની સંગવે,
કહે સત્ કુવેર સદા રહે રંગવે. ૨૭

રંગે રીઝે રામ બેસ નહી દાંમવે,
આઠે પહોર આનંદ આરાધે નાંમવે;
નાંમે સંઘાતે નેહ નિરંતર લાયવે,
કહે સત્ કુવેર પરમપદ પાયવે. ૨૮

પરમ પદારથ પાર અખંડીત આધવે,
જાંહાં નહી ચારૂ વેદ વાંણી વિક્ષાતવે;
અકલ અરૂપી આપ અવે અવિનાશવે,
કહે સત્ કુવેર રહ્યો પ્રકાશવે. ૨૯

તાકી જ્યોત અનંત સબે ઘટ જાંણયવે,
કોઇ નિરખે નિરખનહાર ત્રિકુટિ ધ્યાંનવે:
તબ પાવે દેદાર છૂટે પુન્ય પાપવે.
કહે સત્ કુવેર પ્રગટે આપવે. ૩૦

અનભે પ્રગટે આપ છૂટે સરવ કર્મવે,
સ્વરૂપાનંદ અબંધ ભયો નર બ્રહ્મવે;
જપે ન અજંપા જાપ સાધે નહી સ્વરૂપવે.
કહે સત કુવેર ભયો નિજ રૂપવે. ૩૧

નિજાનંદ નિજરૂપ રહે નિરધારવે,
લહુ ન તાકો અંત વારનાં પારવે;
ધાર અખંડા સોય બરખે નુરવે,
કહે સત્ કુવેર ભર્યો ભરપુરવે. ૩૨

ભર્યો બ્રહ્મ ભરપુર સતંતર શ્યામવે,
તામે ઘાટ અનંત ધર્યાં બહુ નામવે;
સકલ વિશ્વનો આપ રહે કિરતારવે,
કહે સત્ કુવેર પરાની પારવે. ૩૩

પરાપારની પાર અકરતા ઇશવે,
અક્ષર નહી ૐકાર બ્રહ્મા વિષ્નુ માહેશવે;
જહાં નહી ચંદાસુર અનહદ નાદવે,
કહે સત્ કુવેર લહે કોઇ સાધવે. ૩૪
જાંહાં નહી ઝળમળ જ્યોત સમીપ શીવવે,
ખર અક્ષરની આદ્ય લખે નહી જીવવે;
રહ્યો અમાપિ આપ અનાંમી નાંમવે,
કહે સત્ કુવેર સોઇ નિજ ધાંમવે. ૩૫

---

(રાગઃ- ફેર)

નિજાનંદ નિજ ધામ સધામ, સદા લગે રહ્યો સોહાયકે;
તાકો આણુભર અંસ, રચી હે શ્રષ્ટિ આયકે. ૧
આગ્યે તત્વ આકાશ, તાયતે પવન પ્રકાશા;
ભયો પવન તે અગ્ન, તેજ તે નીર નિવાસા. ૨
નિરતે ઉપની અવન્ય, અવન્ય પર જક્ત વિલાસા;
પ્રથમ પ્રગટે તિન દેવ, બ્રહ્મા વિષ્નુ માહેસા. ૩
તાકે અંસા અંસ, ભયા હે સુર તેત્રીસા;
દાનવ માનવ દેવ, પીયાલે નાગ નિવાસા. ૪
ગરવર તરવર દોય, પપીલ વિહંગ ઉપાસા;
તાકી વરણા વરણ, ઉલટ ફેરી કહુ પરકાશા. ૫
રહે ન સંશે શેષ, ગ્નાન તે તત્વ તપાસી;
જેકી જાકી જાત, કહુ મેં વિધવિધ રાસી. ૬

દશમે વસમીરે વાટ લહે કોઇ યોગી,
દેવ બિરાજેરે મહાવિષ્નુ જાંહાં ભોગી. ૧૪
દ્વાર એકાદસરે મહા નિધિ શક્તિ બિરાજે,
ઝળમળ ઝલકેરે અનહદ બાજાં બાજે. ૧૫
સપ્ત પંચમેરે દ્વારે દિન દયાળ,
દેવ સકલનોરે શકિત સહિત પ્રતિપાળ. ૧૬
ખષ્ટ સપ્તમેરે દ્વારે બ્રહ્મ વિલાસા,
જે જંન ખોળેરે તે ત્યાં સ્વે પ્રકાસા. ૧૭
પંતત્વમેરે પ્રગટ ખેલે પોત્યે,
જાત જડે નહિરે જીવની જુક્તા જોતે. ૧૮
જકત ભુલાવ્યુંરે વિક્તિ કરીને વ્યાસે,
લાગ્યા કર્મેરે ફળ પામ્યાની આસે. ૧૯
ધાતા પોતેરે દેપદ સુરતિ રંગી,
પણ નવ જાણ્યોરે આત્મા આપ અભંગી. ૨૦
પુરણ અષ્ટાદસરે ખટપટમાંહી ખોવાયો,
જીવ ઉનમાંનેરે આત્મા નવ ઓળખાયો. ૨૧
કરમ ધરમથીરે ન્યારો રહીત હમેસી,
વિરલા ચિનેરે હોય હમારા દેશી. ૨૨
હરિ પોતામેરે પોતે હરિમે રાજે,
અંતર નહિરે થઇ સતંતર છાજે. ૨૩
અદ્વૈત આપરે વ્યાપક સઘળે સાંઈ,
ઘટ મઠ પટમેરે રહયો છે જલથલ માંઈ. ૨૪
આદ્ય સનાતનરે જમનો જમ સદાય,
સદા સરવદારે નહી આવે ને જાય. ૨૫
છે પદ એવુંરે જાણી લ્યોને જીવો,
સત્ કુવેર કહેરે પ્રગટ કરીને દીવો. ૨૬

# ખ્યાલ પદ.

પદ. ૧ (રાગ—ફેર)

સંતોભાઇ સમઝણકા ઘર દૂર,
સમઝણકા ઘર દૂર
સંતોભાઇ સમઝણકા ઘર દૂર......ટેક.

ચારૂવેદને લોક ચતુરદશ,
કુરમ કરત મનસૂર;
જોગી જંગમ સંન્યાસી સેવડા,
દેહી દમત ચકચૂર. સંતો. ૧

પોથી પઢ પઢ પંડિત ભૂલે,
કાજી ભૂલેરે કુરાન;
દ્વાદશ પંથને પાંખડ છંનુ,
ખટપટમેરે ધૂર. સંતો. ૨

ચોદ વિદ્યા ગુણ ચતુર શિરોમણિ,
શોદા કરત મેહેબુર;
લાભ કમાવે લખેશરી કહાવે,
છપન્ન ઉપર તુર, સંતો. ૩

યોગ અષ્ટાંગ વિધિ સાધન સાધત,
નાડી ચંદા સુર;
ગગન મંડળકી સૂણી ગરજના,
ખટચક્ર વેધી પુર. સંતો. ૪

અષ્ટ પ્રકાર સિદ્ધિ પ્રગટ જાકુ,
નવ નિધિ હાલ હજુર;
જીવત સમાધ્ય લેવે સબ દેખત,
નિકસે સો યોજંન પુર. સંતો ૫

ચલત ઠરાવે અચલ ચલાવે,
પંથ ચલે નદી પુર;
ગગન મંડળમે જેસે વિહંગમ,
જઇ લગે ચંદાસુર. સંતો. ૬

પુરાણ અષ્ટાદશ વ્યાસે વિગત કરી,
વિવેક વ્યાકરણ અતિશુદ્ધ;
શિવકા જીવ બાંધ્યા કરી કર્મે,
જક્ત દેવાયો સબ ભુર. સંતો. ૭

જનક પિતા સબ જુગકે રાજા,
વસ્તુ વિચારી મનપુર;
સેહેસ્ર ઇઠયાસિ ઉપદેશકુ રોકે,
સમઝ વિના બંધુર, સંતો. ૮

પરદુ:ખ ભંજન રાજા છત્રપતિ,
જાકે પિતા પતિ સુર;
અંતકાલ વાયસ વિધિ પાયે,
અધિક રાખન તનતુર. સંતો. ૯

કુથણી કથ કથ સબ જુગ ખાયે,
રહેણી વિના મૂવે ઝુર;
અકલ અભેવ આત્મ અણલંગી.
ચિની શકયા નહિ કોઇ ઉર. સંતો. ૧૦

સેહેજ સમઝ પ્રગટી ઘટ ભિતર,
સતગુરૂ મિલે ભરપુર;
કહે કુવેર દોજગ નહિ ભસ્ત,
સમઝ રહો ચકચૂર. સંતો. ૧૧

પદ, ૨

કૈવલ નામસે નેહ,
મેરે એક કૈવલ નાથ સુનેહ;
કૈવલ નામ સેનેહ,...... ...........ટેક.

આઠે પોહોર ઉમંગ અંગે,
સરધા સહિત હમેશ;
મેરે એક કૈવલ નામસે નેહ,......મેરે. ૧

શિવ વિરંચી શારદા,
ગુણ ગાવત સુર સુરેશ;
સેહેસ્ત્ર ઇઠયાસી અનંત કોટી,
કહત ધરણી ધરેશ. મેરે. ૨

જેસે પ્રીત પપૈયા પ્રેરક
સ્વાંતિક છિપ સનેહ;
માસ ખટ મેઘ નીર ખારો
કરત નહી પરવેશ. મેરે. ૩

પતિવ્રતા જમ પિયુકી સંગે,
તન મન સહિત વરેસ;
ત્રણ લોક ત્રણાવત દેખે,
સ્વામીકો સુખ સરેસ. મેરે. ૪

રામદાસ દાસનકે દાસા.
તા ચરનનકી ખેસ;
કહે કુવેર અધિકારી હોય કે,
અખંડ ધ્યાન ધરેસ. મેરે. ૫

પદ. ૩

ગુરૂ ચરણ મે રાચ મનરે તું,
ગુરૂ ચરણમે રાચ;
ગુરૂ ચરણમે રાચ મંનરે તું ટેક.

સકલ સમરધિ શિર પારસમણિ,
લોહ કંચન પરસાત;
પરસતે ચિંતામણિ પાયો,
ઓર કથીર સબ કાચ. મંનરેતુ. ૧

શિવ સુનકાદીક સનક સનંદન.
જપત સ્વાસો સ્વાસ;
સોઇ સ્વરૂપ પ્રહેલાદ પંતગા,
સ્થંભમે કીયો હે વાસ. મંનરેતું ૨

સોહી સ્વરૂપકુ રટત કબીરા,
લગત નહીં માયા પાસ;
કહે કુવેર સોહી સ્વરૂપનિરંજન,
અંજન શક્તિ વિલાસ. મંનરેતું. ૩

---

—: ધુન્ય પદ :—

---

પદ. ૧ (રાગ.-ધુન્ય.)

અષ્ટ પોહોર મન રટણ રટો,
જપ કેવલ કેવલ કહીયે હો.........ટેક.

બીનુ પ્રેહેતન બીનુ પ્યાસ વીના નર,
મોક્ષ પરમ પદ પૈયે હો. અષ્ટ. ૧

સુનકાદીક નારદ બ્રહ્માદિક,
નિગમ નયેતિ યશ ગૈયે હો;
અરૂઢ યોગ ખોજે શિવ સારન,
અથાહ થાહ નહિ પૈયે હો. અષ્ટ—૨

અષ્ટાદશ ખટ નવ નરણે ઇત,
વિવિધિ ભાત્ય વિસ્તૈયે હો;
એહી મિલી સકલ વિકલ તિત વિનતી,
અધિક ભરમ ભવ ભૈયેહો. અષ્ટ—૩

અષ્ટાવક્ર કપિલ હસ્તાંમલ.
દત સત જતમત ગ્રહીયે હો;
ચારૂ લક્ષ દક્ષ દિવ્ય અનુભવ,
બ્રહ્મભેદ ભર પૈયે હો. અષ્ટ—૪

સર્વ સિદ્ધાંત સાર સરલલ પદ,
ચૈતન વ્યાપ લખીયે હો;
તાતે આંન્ય કછુ ગતિ આગમ,
વાગમ વિરલા પૈયે હો. અષ્ટ—૫

અતિ ઉત્કૃષ્ટ પરમ ખૂદ ખાવન,
સદ્દગુરૂસે શુદ્ધ લહીયે હો;
સત્ કુવેર સદોદિત સોહી પદ,
કૈવલ આદ્ય સદૈયે હો. અષ્ટ—૬

## —: મેવાડા પદ :—

### પદ ૧ ( રાગ-મેવાડો )

મહાપદ કેરૂંરે વરણુવ શું કરૂંરે,
જાંહાં નવ પહોંચે મનને વળી વાંણ્ય;
શાંને સમજાવ્યાં જનકને સુખદેવનેરે,
પુન્ય રૂપી જનમ નહી નિરવાણ્ય. મહા. ૧
શિવે સમજાવ્યાંરે ઉમીયા એકાંતસુરે,
કહ્યું પદ નિરાલંબ નિરધાર;
સમજી સમાયાંરે સસ્વ સ્વરૂપમાંરે,
દ્વૈત ટળ્યું ઉમીયાતણું અનુસાર. મહા. ૨
અખો અખે પદનેરે અહોનિશ ઇચ્છતારે,
ઉર વિષે વેહે વૈરાગ ચકચૂર;
કાશીપુરીમાં પુરણ પોતે થયારે,
મલ્યા ગુરૂ બ્રહ્માનંદ ભરપૂર. મહા. ૩
તે પદ જાંણેરે સંશે સૌ ટલેરે,
મટી જાય આપાપરની તાણ્ય;
સબઘટ ભાસેરે પુરણ પરમાત્મારે,
કીટ બ્રહ્મા આદ્યે એક પરમાણ્ય. મહા. ૪
સુતા સિંધુનીરે સમુદરમાં ભલીરે,
લેવાને અરણવ કેરો અંત;
પણ નવ આવીરે તે તો પાછી ફલીરે,
ઉનમૂનિ સહિત ગલી ગયું તન. મહા. ૫
ભંડ ભોમીનાંરે જમ પવેન ભર્યાંરે,
આણુ ઈચ્છો સેહેજે થાય સલોક;
કુવેર કબીરારે ભંડ અદકુ ગણેરે,
બોલે એતો ચૈતન વાયુ યોગ. મહા. ૬

## —: સારંગ પદ :—

પદ. ૧ ( રાગ-સારંગદેશી )

સતગુરૂ મલતાં, જીવ દશા સંશેની ગ્રંથી છૂટે;
હોય આત્મ ઉદ્યોત, છોટપણાનું સાધન સરવે ખૂટે. ટેક-

કર્મ શુભ અશુભ નહિ કરત રતા,
લાગી લક્ષ અલક્ષમે અરૂઢ મતા,
ગુણાતિત અતિત વત ગનન ગતા. સતગુરૂ. ૧

કોઇ પ્રાલબ્ધિને જમ પારસ મળે,
તેહેની વણજ વેદના સરવ ટળે,
તમ તત્વ દરશીથી ક્રત બળે. સતગુરૂ. ૨

હોય વખાકાલ નભ ગગન ઘટા,
રૂતુ શિતકાળ સબ જાય ફટા,
મૂલ કારણ પ્રિછાય નહી રટણ રટા. સતગુરૂ. ૩

જુવો નિજ તપથી તપ પ્રગટ રવિ,
મહા અજ્ઞ અરૂપ દિન રૂપ હવિ,
કહે કુવેર કેવલ એમ અનુભવિ. સતગુરૂ. ૪

## —: હેલારી પદ :—

પદ. ૧ ( રાગ-હેલારી )

સંતોભાઇરે અલખ નિરંજન આદ્યહે,
અંજનમે ઓળખાઇ:

ગુરૂગમ દ્રષ્ટિયે જે જુવે,
આપો આપ ઓળખાઇ. ટેક—

સંતો ભાઇરે શબ્દ પરાની પાર છે,
બોલે અક્ષર માંહી;
ક્ષર અક્ષરની બહાર છે,
સ્વે ચૈતન ઘન સાંહી. સંતો. ૧

સંતો ભાઇરે નિગમ ચાર વિગત્યે કરી.
બ્રહ્માકુ સમઝાયા;
નિર્ગુણ કર્તા ન્યારા રહ્યા,
મર્મ કોહુ નાં પાયા. સંતો, ૨

સંતો ભાઇરે અવિગત આપ અરૂપથી,
ધર્યે રૂપ અપારા;
તાકે અંસા અસંકા,
ઉપજે સંસારા. સંતો. ૩

સંતો ભાઇરે જક્તતે આપ અવ્યક્ત હે,
રહો સકલ સોહાઇ;
કહે કુવેર સોઇ નિરખવા,
ગ્યમ ગુરૂએ બતાઈ. સંતો. ૪

---

## —: કડ્ડા પદ :—

પદ. ૧ (રાગ–કદડોનીચાલ)

અકલ અભેવ આત્મ અણલંગિ,
સ્થૂલકે સંગ ભયો બહુ રંગિ;
અકલ અભેવ આત્મ અણલાંગ,.........ટેક—

નભવત નિરમલ સદાય નિરાલો,
જીવ શિવ બ્રહ્મ ભયો તરભંગી;
સાંખ્યકો સાર ગીતા કોજુ હારદ,
પંચ તત્વ સંગ ખેલત આનંદી. અકલ. ૧

અચલ અડોલ ડોલ અતિ દિસત,
જેસે ચંદર જલકે સંગા;
બાહેર કિલાહાર ઝુલત પ્રતિબિંબા,
ઈંદુ રહત આકાશ અસંગી. અકલ. ૨

દિપક જોત જેસે મઠ મંદિર,
ભયે ઉજેસા તબ તિમ્ર નાસંગી;
હરખ શોક વ્યાપે નહિ વાઘરકુ,
શત્રુ મિત્રુ સમતોલ ઉમંગી. અકલ. ૩

આદ્ય એક અવે અવિન્યાસી,
દ્વંદ સકલ તે રહેત અસંગી;
કહે કુવેર છૂટી કુલ કરીઆ,
ફુલ લાગ્યા તબ પુષ્પ ખરંગી. અકલ. ૪

પદ–૨

મનરે સમઝ રહો ઘર અપના,
સંસાર સાર એસે કર જાનો;
નિદ્રાવત જેસે સુખ સપના,
મનરે સમજ રહો ઘર અપના. ટેક—

જાત્ય બરન કુલ કેહેને મેટાઇ,
છાડદે સબ મનકી કલપના;
પંચ પરોજન સો સબ ત્યાગી,
આશા ત્રષ્ના સકલ જલપના. મનરે. ૧

ચાર લોકને વરન ચતુરદશ,
તાકા સુખ સબ લગત અલપના;
કહે કુવેર ફેર મત ફરહી,
ઘટમાંહી જાપ અજંપા જપના. મનરે. ૨



## :— ગરબી પદ :—

### પદ. ૧ ( રાગ-ગરબી )

અવસર રૂડા મેં નહી કુડા,
પુરા જુગમે જોગ જગે;
સુધ્ય જ્ઞાંન અવિલાંન ધ્યાં ન મન,
સાંખ્ય ભાંખ્ય તે કાળ ભગે—ટેક

અંધાધુંધ દ્વંદ જુગ સારા,
પ્યારા નહિ કોઈ પ્રેમ પખે;
વિરલા સમઝે સોઇ,
સબ ઘટ આત્મ એક લખે. :અવસર. ૧

અનભે જાગી ત્રીયે ગુણ ત્યાગી,
રોમ રોમ રગ રગ રગે:
અમર વરષા પાયા પરચા,
એકાદશ સકલ સગે. અવસર. ૨

વાચા બોલે દલ નવ ડોલે,
અંતર ખોલે ભ્રાંત્ય ભગે;
સુમતા મારી સુરત પસારી,
કર્તા નિહારી નેન છગે. અવસર. ૩

ભયા પ્રકાશા શુદ્ધ ઉજાસા,
અવિગત્ય વાસા અલખ લખે;
સત કુવેરા ભયા નમેરા,
ફેરે નફેરા જંન અખે. અવસર. ૪

## —: મંગલા આરતિ :—

મંગલા આરતિ કરત મોદિત મન,
ઉર અંતર આનંદ ભરી. ટેક.—

તનકી આરતિ તત્વ પંચુમુખ,
ઇંદ્રિ એકાદશ બાતી કરી;
તુપ પ્રકુર્તિ ભિજાઈ બતિયાં,
બ્રહ્મ અગ્નિસે જ્યોત જરી. મંગલા. ૧

ચિતવન ચંદન ચૈતન અરચન,
અનુભવ શંખ લીયો સમરી;
અધુધુ શબ્દ અગમ અગોચર,
સદ્ગુરૂ કહત પોકાર કરી. મંગલા. ૨

અગ્ર બતિ વૈરાગ વિશેષન,
પ્રેમ પુષ્પ ધર્યો હાર હરિ;
જ્ઞાન ઘડિયાલી ગિરાજન કારન,
લોક ચતુર્દશ ખબર પરિ. મંગલા. ૩

લક્ષ નિરાજન નિરખત નિશદિન,
પતિ સનાતન ભાવ ભરી;
કહે કુવેર એસે હરિકુ,
તન મન સહિત રહો સમરી. મંગલા. ૪

## —: સંધ્યા આરતિ :—

પહેલી આરતિ પ્રેમ હુલાસા,
સુરિનર મુનિજન કરત વિલાસા;
આરતિ કરત નિગમ હરિદાસા,
હર હરિ અગમ અગોચર અવિગત વાસા. ટેક ૧
દુસરી આરતિ દિરઘ મૂરતકી,
વૈષ્નવ કોટિ અનંત સુરતકી. આરતિ. ૨
તિસરી આરતિ ત્રમક તોરી,
ફરસુરામ આઇ કર જોરી. આરતિ. ૩
ચોથી આરતિ સકલ ચરાચર,
જલમલ જયોત જલકંત પરાપર. આરતિ. ૪
પંચમિ આરતિ પરગટ પરસિદ્ધ,
નિરમલ રૂપ નિરંતર દરશીત. આરતિ. ૫
સતયુગ ત્રહેતા દ્વાપર કલયુગ,
નિર્ગુણ રૂપ ધર્યો હરિ સિર્ગુણ. આરતિ. ૬
યુગયુગમાં હરિ ધરત શરીરા,
શ્રીમત્ કુવેર સંતોનેસુખ શિરા. આરતિ. ૭

## —: ભોજન સમયની ધુન્ય :—

કરમ ભરમ જાકુ નહિ ભેદત,
અક્ષર બાવન નહિ લખે;
ગુણાતિત અતિત અમાપક,
સાક્ષિવંત સતંત પખે.
જપહો જન હંસા કેવલ,
જાપ જેહી પદ અજર અખે —ટેક. ૧

જાથે હોત સકલ સબ ઉતપન,
જિનુ ચૈતન અંકુર વીખે;
સો અંકુર ધર અવગિત પતિ,
ભુગતત ભોગ અનંત મુખે. જપહો. ૨
જેસે સુન્ય સરલ ઘટ મઠ,
પટ વટ નહિ વાધ્ય ઉપાધ્ય પખે;
તેસેહી કેવલ અંશ અરોકીત,
વ્યાપિક વિશ્વ વિષેનાં ધખે. જપ હો. ૩
સૂક્ષમ સ્થૂલ કારણુ મહાકારણુ,
પરમકારણુ પદ પરમ લખે;
તાપર કૈવલ ધામ સનાતન,
કોઈક જવરલા જાણી શખે જપહો. ૪
અજહદ્દ જહદાજહદ્દ લક્ષણુ લખ,
પક્ષ નહી તહાં કહાં સુરત રખે;
સોતો સર્વ વર્જીત તિત ઉતઇત,
ચૈતન દ્રષ્ટ જીનું ઓલખે. જપહો. ૫
અકળ સ્વરૂપ અખંડીત અનુસુત,
પરસ પરે ગુરૂ લક્ષ પખે;
અદ્વૈત આપ અમાપ માપ હોઇ,
ભાસહી વિશ્વ વિલાસ વિખે. જપહો. ૬
આદ્ય અંત મધ્ય પુરસ પુરંજન,
અંજન રહિત નાં ભવીત ભખે;
અદ્દભૂત વસ્ત સદોદિત સદપદ,
તા અનુભવ રસ સંત ચખે. જપહો. ૭
વારપાર બિનુ સહીત સમલ પદ,
વિમળવિલોકન રોક દખે;
સુધ્ય સમરસ રસ ઠસ દસુ દસા સજા
કુવેર સોચે તાંણી સોડ સખે. જપહો, ૮

## —: જ્ઞાન સમ્પ્રદાય વિધિ :—

માસમાસ એક મેલા થાવે,
સબ હરિજન દરશનકુ આવે
કરી સભા તબ જ્ઞાંન કચારી,
સનમુખ ચિત રાખો નરનારી. ૧

તેહી મધ્યે હમ બેઠે જાઇ,
ગરજન લાગે સિંઘ ગિરાઈ;
સૂનો હરિજન જંબુ દીપનકે,
દ્રઢ ભક્તિ સાચે તનમનકે. ૨

ચોદ તબક દિવ્ય દેવ ચેતાવે,
બહોરૂ હમ અવનિપર આચે;
દ્રીપ સપ્ત અવનિકા સોઇ,
સબકુ બોધ બતાચો મોઇ. ૩

પંથ પક્ષ મત સબ સુનવાચે,
જ્ઞાન રેહેસ ગતિ વિવિધિ લખાચે;
સો હકીગત તુમકુ કહી દિનુ,
દ્રીપ સપ્ત દેવલોક સહિતુ. ૪

અબ સૂનિયો જંબુકે જનહી,
મમ સનમુખ ધરી સુરત સમનહી;
તેસેહી તુમકુ દેહુ બતાઇ,
પંથ પક્ષ મત સકલ શિખાઇ. ૫

સાવધાન થાવો જન ઓરૂ સંતુ,
કહુ જેહી બોધ લખાય નચંતુ;

સંપ્રદાય ધુનિ ધાંમ સમેતુ,
મઢી અખાડ દેખાડહુ તેતુ. ૬

તિલક છાપ કહુ ભેખકી ભાખી,
જબ દેખો ઉરકી નિજ આંખી;
ચામ ચક્ષુ દેખન મત ઓરૂ,
પકર રહે કરતવ સબ ઠોરૂ. ૭

જ્ઞાંન લક્ષ કોહુ નહિ વિચારા,
સબ બરને ઉપલેહી વહેવારા;
બાર પંથ ઓરૂ બાવન દ્વારૂ,
એ સબ ધરે દેહી આકારૂ. ૮

રામાનંદ નિમાનુજ જેહી,
વિષ્નુશાંમ માધવાચાર તેહી;
દેહીકે નાંમ સંપ્રદાય ચારી,
કોહુ ન કહી નિજ તત્વ વિચારી. ૯

તેસેહી પંથ ઓરૂ બાવન દ્વારૂ,
સોભી પણ કહે દેહી નાંમ આકારૂ;
દેહતો સબકી ગઇ વિલાઇ,
નાંમ સહ્યો સબ જુગમે છાઇ. ૧૦

નરે નાંમ કયો કરી સરે કાજુ,
બિનુ પરગટ નિજ દેહ સમાજુ;
તો તેહી પંથે કયો નિસ્તરહી,
નાંમી બિન કારજ કુન કરહી. ૧૧

વલી કોઈ હમકુ કહે વિચારી,
દેહીતો નહી રહે અમર તુમારી;
તબ તુમરે પણ પંથહી ચેસે,
આગળ કે થઇ ગયે તિન જેસે. ૧૨

તે માટે હમ કહત પોકારી,
મેરા પંથ અગમ અવિકારી;
કહુ પંથનકા નાંમ સૂનાઇ,
નાંમ નાંમી જેહી અખંડ સદાઇ. ૧૩

કાયમ પંથ હમારા કહાઇ,
કાયમ કર્તા સદા રહાઈ;
નાંમ રૂપ અવિચલ મમપંથા,
સદા મોક્ષપદ કૈવલ કંથા. ૧૪

ઉપજે ખપે નબિનસે ધાંમુ,
સોપદ મમ પંથનકે નાંમુ;
જ્ઞાંન સંપ્રદાય ઓરૂ મમ કેરી,
જિનસે મિલે સબ ચેરાચરી. ૧૫

તબ બાઢે પંથનકી પરજા,
જ્ઞાંન સંપ્રદાય જબી હમ બરજા;
અચલ સદા સોઇ જ્ઞાંન રહાવે,
કોટિ કલપ જબ યુગ વિતિ જાવે. ૧૬

સંપ્રદાય મમ એહી દ્રઢાઇ,
સદા સદોદિત આવે ન જાઈ;
મઢિ ગગન ધુનિ નિર્ગુણ સારા,
કરમ કાંડ જરે કાષ્ટ અપારા. ૧૭

દેખો એહી મમ મઢિ ઓરૂ ધુનિ,
સદા વિદેહી તપે ઉનમૂનિ;
મઢિ અવિચલ બિનસે નહિ સુન્યા,
ધુનિ નિર્ગુણ ચૈતન પદ પુન્યા. ૧૮

તે માટે અવિચલ મઢિ ધુનિયાં,
જ્ઞાંન ચક્ષુ જોઇ સારહી કઢીયાં,

મૂક્તદ્વાર હમેશા હે સાઇ,
બડે બડે મહાજન ગયે તાંહાં હોઇ ૧૯

જીવ સકલ સંશે બંધ્ર પાશા,
સબ કોઇ ચાહત મુક્તકી આશા,
મૂક્તદ્વારા તાતે હમ કીના,
સો દ્વારા કુનહુ નહી ચિન્યા. ૨૦

સબ કોઇતો લહે મૂકતહી ચારૂ,
સો સબ બંધન અંગ આકારૂ;
હમ કિના જેહી મુક્તહી દ્વારા,
સો મૂક્તતે ચૈતન કિરતારા. ૨૧

ચાર મૂક્તકે દાતા જેહીં,
સો ચૈતન કરતા હોયે તેહી:
યેસા દ્વારહી મૂક્ત હમારા,
સૂનો સબ સંત હરિજન સારા. ૨૨

તિલક ભેખકી અબ સમજાવુ,
સંશે રહેન ન પાવે કાવુ:
તિલક ભાલ ભવતનકુ વેદે,
અણી અગ્રે કાલજ કર્મ છેદે. ૨૩

ત્રધા ત્રિવેણી લેલાટહી જોતી,
એ ઉપલે આકાર ઉદ્યોતી;
અબ કહી દેવુ ભિતર ભલ ભેદુ,
તિલક ભાલ સમઝણ ગત વેદુ. ૨૪

ચંદ્ર સુર હોય ત્રિવેણી સબંધા,
જબ પ્રકતિ સ્વાંત પાયે ધંધા;
નેંન નાશિકા ત્રિયે તંત સારા,
તબ સુલઝે નિજ લક્ષ બિચારા. ૨૫

સોહી ત્રિયે તન મિલિ તિલકહી ભાલુ,
ત્રિકુટ મધ્ય કિયો ત્રધા વિશાલુ:
અણિ અગ્ર સોઇ આણુ નિકાશી,
સરી બિચ સો નિજ સુરત વિલાસી. ૨૬

ભિતર તિલક જ્ઞાંન કહી ગતિયાં,
સો નમુનો શિર ધરે જત માતયાં:
સૂનો મમ સંત સજનહી સમેતુ,
તિલક જ્ઞાંન અરથ કિયો સંકેતુ. ૨૭

ઓર સબ ભેખકે દ્વાદશ પંથા,
સંપ્રદાય તિન સબ શિર કંથા:
દ્વાર બાવન તિનકે પુનિ ઓરૂ,
નાંમ રૂપ ઉપલી ગત ઠોરૂ. ૨૮

તેતેહી પંથ દ્વાર પન મેરા,
સંપ્રદાય એકએકપે અનેરા:
તિનુ સબ લક્ષ બતાવહુ તંતુ,
સુરત ધરી સૂનો જન મમ સંતુ. ૨૯

દ્વાદશ આંગુલ સ્વાસ સો પંથા,
ઓસો હંગ સપ્રદાય કંથા:
દ્વાર કહુ બાવન અબ મેરે,
ભયે દ્વાદશ પંથનેક ચેરે. ૩૦

દ્વાદશ આંગુલ પંથ સો સ્વાસા,
બાવન અક્ષર દ્વાર વિકાસા:
સ્વાસા મઠ મધ્ય શબ્દ દેદારા,
અક્ષર બાવન દ્વાર નિસારા. ૩૧

શબ્દ રમણુ બાવન નિજ દ્વારા,
સો બાવન અક્ષર વિસ્તારા;

અહી આવન દ્વારા મમ કેરા,
જિન સમઝે સુલઝે ઉલઝેરા. ૩૨

સંપ્રદાય કહે પંથ સબેહી,
જિનુ જાંણે જન હોય વિદેહી:
ધાંમ ખેત્ર સાખ્યા કહુ અબહી,
સૂણો મમ સંત હરિજન સબેહી. ૩૩

ધાંમ કહે કેવલ નિજ સોઈ,
બ્રહ્મખેત્ર ઉપજે સબ કોઇ;
લોક ચતુર્દશ પિંડ બ્રહ્માંડા,
સપ્ત દીપ ભિન્ન ભિન્ન મહી ખંડા. ૩૪

સ્થાવર જંગમ વિશ્વ વિલાસા,
બ્રહ્મથકી સબ ભયે પરકાસા;
ગુણ તિનું શક્તિ ઓરૂ જયોતિ,
એ સબ બ્રહ્મત્યે ભયે ઉદ્યોતિ. ૩૫

જીવ સકલ તન ઉતપન જાતે,
બ્રહ્મ ખેત્ર હમ કીના તાતે;
સાખ્યા સદ્ ચિદ્ આનંદ મેરી,
બઢી બહુ પેજ ગગન લિયો ઘેરી. ૩૬

અચંત અખાડા અવિગત ગાદી,
તાંહાં બેઠે નિજ પુરૂષ અનાદિ:
કહે કુવેર સૂનો મમ સંતુ,
જિનકે નહીહે આધને અંતુ. ૩૭

સારધાર ધન્ય સેવક સભાગી,
કહે કુવેર રહે ચરન મમ લાગી.



# સંત હરિજન પ્રણિપત વિધિ

દંડવતકી કહુ અબ રિતિ,
હરિજન સંત મિલનકી નિતિ:
સત્ કેવલ સાહેબ કહેના જનકુ,
સત્ સાંપ્રથ ઝિલના સંતનકુ. ૧

ઓરૂ હરિજન હરિજનકા મિલના,
સો કહુ બચન સજન કે આધિના:
સત્ કેવલ પરમાત્મ કહેના,
એક એકપે હલી મલી રંગભિન્ના. ૨

સંત સંત મિલનકી બાંનિ,
સોભી પન કહી દેવું નિધાંની;
અહો જય કેવલ હંસા કરહી,
સનમુખ હોઇ અન્યોઅન્ય ઉચરહી. ૩

નાદ ગોત્ર મમ કહીયે જેહી,
નાદે હોય જન નાદે દેહી;
દ્વે પરકાર નાદ સોઇ બરનુ,
સૂનો હરિજન સાધુ ધરી કરનુ. ૪

પ્રથમ નાદસે બિંદુ હોઇ,
બિંદુસે ઉપજે સબ કોઈ:
લક્ષ ચોરાસી જીવાજંતુ,
બિંદુત્યે પ્રગટે સબ તંતુ. ૫

સો બિંદુ નાદે હોય સબહી,
નાદ ગોત્ર હમ કીના તબહી;
ઓર નાદ ગુરૂ મુખકી દિક્ષા,
લેઇ ઉપદેશ પંથ ભયે પક્ષા. ૬

ખટ દરશન ઓરૂ દ્વાદશ ભેખુ,
બંધે મત એક એકપે વિશેખુ;
સો સરવે ગુરૂ નાદે દેહી ભઇયા,
નાદ ગોત્ર હમ યાત્યે કહીયા. ૭

અબકે કહત ઉપાસના બરની,
રહે સકલ ગત્ય નારી નરની;
ગુરૂકે બોધ બચન ચિત ધરના,
લક્ષ આરાધન અહોનિશ કરના. ૮

ભોર ભયે પ્રગટે જબ ભાનુ,
સાવધાન થવું કરી સ્નાનુ;
આસન દ્રઢ કરી સમદમ દેહા,
વિશ્વ વિલાસ હાસ તજી નેહા. ૯

સુરત નુરત કરકે એકતારા,
હૃદયે ધ્યાન કેવલ કિરતારા;
ગુરૂ લક્ષ જાપ મંત્ર તેહી જપના,
ઇંદ્રિ ભોગ સબ સુખ તજી સ્વપ્ના. ૧૦

સ્થૂલ સૂક્ષ્મ કારણ તન જેહી,
મહાકારણ પર પરમ વિદેહી;
પરમ વિદેહી સોહી નિજ આપ રૂપા,
સો નિશ્ચે કરી તત્વ અનુપા. ૧૧

જડ તન તજી લક્ષ વિવિધિ વિભાગા,
ચૈતન લક્ષ ચિતવન અનુરાગા.
મકરતાર દોરી દમ સ્વાસા,
તા મધ્યે કેવલ હંસ નિવાસ. ૧૨

સો હંસા આપનુ નિજ આપુ,
દરસ પરે એહી ધ્યાન પ્રતાપુ;
જબ દરસે હંસા એહી ધ્યાનુ,
તબ અનુભવ ઉર હોય અવિલાંનુ. ૧૩

જબ અનુભવ ઉર પ્રગટે કર્તા,
ઇંડ પિંડ ફોડી જાય સુરતા;
જઇ કૈવલ પદકુ નિજ પરસે,
દિવ્ય દ્રષ્ટ આંહાં વાંહાં સબ દરસે. ૧૪

એહી પરકાર ધ્યાન નિત્ય કરના,
મૂકતરૂપ હોય વિશ્વ વિચરના;
આસન સમ ખટઘડી તિન નેમુ,
ચંચળ ચિત મન વશ કરી દેમુ, ૧૫

દ્વે સેહેસ્ત્ર સત સાઠહી જાપુ,
ઘડી ખટકે હોય સ્વાસ સમાપુ;
સુણો મમ સંત ઉપાસન મર્મું,
અહોનિશ કરો એહી તજી ઓર ભર્મું. ૧૬

અગમ ઉપાસ સો કહી સંતનકુ,
સુગમ ઉપાસ કહુ હરિજનકુ;
કરી સ્નાંન ભાંન જબ ઉદહી,
મન મંજન અંતર કરી સુધહી. ૧૭

આસન દ્રઢ એકાંત જમાઇ,
ગુરૂ ચરનન પ્રથમ લેહેલાઇ;
બહોરૂ કહે ગુરૂ જેહી નિજ જાપુ,
સો જપીએ તજી તન મન આપુ. ૧૮

યુગલ ઘડી જતમત સત રહેના,
સુરત નુરત ઉનમૂનિ ચિત દેના;
જાપ સમસે વીસ જપાઈ,
યુગલ ઘડી તબ પુરણ થાઇ. ૧૯

એહી પરકાર ધ્યાંન નિત્ય ધરહી,
તબ હરિજન નરનાર ઉધરહી;
ઓરૂ તિનસે પુની સુક્ષ્મ ટેકુ,
લઘુ હરિજન કહુ ધ્યાંન ધરેકુ ૨૦

સહેજ સભાવ ચહાવ ગુરૂ ચરનાં,
કૈવલ કૈવલ જાપ ઉચરનાં;
કરી સ્નાંન ધ્યાંન ઉર ગુરૂકા
સહેજ દશા સાધન હરૂભરૂકા. ૨૧

ઉઠત બેઠત હરતાં ફરતાં,
સંતનકી સેવા રહીયે કરતાં;
સહેજ ઉપાસન સૂક્ષ્મ જનકી,
સોહી પણ પાવત ગતિ સરજનકી. ૨૨

કામ ક્રોધ મોહ તજી અહંકારા,
હરખ શોક અભિમાંન વિકારા.
શિલવંત લક્ષે નિશદિનહી,
સો સાચે હમેરે હરિજનહી. ૨૩

ત્રધા પ્રકાર ઉપાસના બરની,
સંત સહિત ઓરૂ જન નારી નરની;
રહેસ કહુ હરિજન સંતનકી,
જેહી રહેસે ગતી હોય અગમકી. ૨૪

જુઠ પ્રપંચ ચોરી ઓર હેરી;
હરિજન સો ઉન રહે ન નેરી;
જીવદશા વરતત જુગરિતિ,
અલગ રહે તિનસે તજી પ્રિતિ. ૨૫

સાકુટ સંગ ન કરહી મેળાપુ,
જિન સંગે બઢે શોક સંતાપુ;
જીવકી શિખ હરદે નવ ધરહી,
આપનો બોધ ઓરનકુ કરહી. ૨૬

બુરી ભલી કે નિકટ ન રહીયે,
હરિજન સંગ સદા નિર વહીયે;
સાધન ખેત્ર ધાંમનકી,
કહી ઉપાસ સંત હરિજનકી. ૨૭

અહોનિશ રહે એહી જન જતમતહી,
તબ પાવે કૈવલપદ ગતહી;
કહેં કુવેર સૂનો જન સંતુ,
એહી મમ બોધ: રહો ચિતવંતુ. ૨૮



## —: સ્તુતિ. :—

સસ્વયંગ સદ્‌પદંગ, સર્વ મોક્ષદાયકં;
અદ્વૈતંગ અનુસુતંગ, ભવવિતંગ ઇશ્વરે. ૧

તત્વવેતાય તદ્‌પદંગ, સામ્રથાય સાક્ષિઅંગ;
મંગળાય મહાદ્‌ગતંગ, અહંનમામિ પ્રાણુપતે. ૨

દેવાધિયંગ ચૈતનંગ; યદ્‌લોકંગ સહિતયં;
વ્યાપિતંગ વિશ્વયંગ, અકલેદંગ અનુરણે, ૩

નભગતંગ અનુભવે, ન વારપાર અંતયંગ;
સરવજ્ઞે સ્વછંદનંગ, જય જયેતિ શ્રીકુવેર કૈવલં ૪

कैवल्यवेत्ता पूज्यपाद परमगुरु.
श्रीमत् करुणासागर महाराज-कृत:

---

ભજન સાગર સમાપ્ત:

ज्ञान सम्प्रदायस्य पूज्यपाद द्वितीयाचार्य.

श्री नरवेंद्रसागर गुरु श्री कृष्णानसागर महाराज-कृत

# ભજન સાગર.

મંગલાચરણ (રાગ-છપૈય છંદ)

ૐ વંદુ ગુરૂ ચરણુ શરણુ, સામ્રથ કિરતારન;
જિનુ માંનત જુગ ઈશ ધીશ, દસુ શિર સરદારન. ૧
સકલ દેવનકે દેવ ભેવ, વિત વરજીત વિલોકહુ.
સર્વાતિત સર્વજ્ઞ અંગ, અનુભવ અવિલોકહુ, ૨
પ્રથમ અંગ ચર ચેંન યેંન, ધરે વિપુ વિલાસીક;
કરત નિવાસ જન સંત સુખદ, નિજભોવન સુધાયક. ૩
દિવ્ય તનુ ઘન શ્યામ, બદનપર ચંદ્ર બિરાજીત;
દ્રિઘન કમળ દધિ મહાંય, કૃપાનિધિ સુરત નિધારીત. ૪
ચરણુ ચિંનબરનેહુ સંતસહુ, સૂણો સજન જન;
મંગળ કરન વિઘન હરન, ધરત ધ્યાન પાવન કરન. ૫
કરૂણાનિધિ ભગવાન કરૂણા કરી, જગપર ઘાડી
દ્વૈત મદન મોદ અંસ રખી, ફેડી સબ ઝાડી. ૬
શ્રીમત્ કુવેર શરણુ પ્રણામ, કરૂં કર જોરી;
નારણદાસ સ્તુતિ કરૂણાકર, મતિ મમ ભોરી. ૭

( દોહા )

મંદમતિ મમ જાણકે, બસો હૃદામાં આય;
ઇચ્છા અંતર ઉપની, ગાવા ગુણ મહિમાય. ૧

મૂંગે યોં ઇચ્છા કરી, મેં ટેરૂ ચૌદેઇ લોક,
પંગુ મનોરથ યોં કરે, ચઢુ મેરૂએ ફોક. ૨

સજાણકુ શી વિનતિ, સર્વજ્ઞ સાક્ષાત;
નારણદાસ નિમિત માત્ર, આરોપણ વચનાત. ૩

શ્રીમત્ કુવેર કરૂણા કરી, તબ કરૂ અક્ષરકી છાંણ્ય;
જ્યૌ ગ્રાંધર્વ બાજા વિષે, બજાવે તેસી વાંણ્ય. ૪

## —: પ્રભાત પદ :—

### પદ ૧ (રાગ-પ્રભાત)

જાગીયે કૃપાલ કુવેર, પ્રગટ ભાણ ભયેવુ. ટેક—

રવિ પ્રકાશ ભાસ દેખ, ઉડઘન અલપયેવું;
પુરકી આદ્ય અખિલ લોક, ખલક ખલવલ સયેવુ. જા. ૧

ઔર સકલ બન વિહંગ, જાગ્રત ઉમંગ ગયેવુ;
નિશિ ચરન નિરખન કે નૈન, ઉલકકે ઉલઝયેવુ. જા. ૨

સંત સજન દ્વાર ત્વાર, જન દરશ ઠાડયેવુ;
નારણદાસ અનિન આશ, ચરન ચિત્ત ચયેવુ. જા. ૩

### પદ ૨

પરહરિયે નાથ નિંદ, ભોર ભયે ભવનાં. ટેક—
કેવલ નિજ અંશ કુવેર, કરૂણાસિંધુ સહુનાં. પ. ૧

તિમ્રકે પ્રકાશ નાશ, ભાસ દેખી રબનાં;
પ્રફુલિત રૂતુમાંહી કરત, ગવન શિતલ પવનાં. પ. ૨

કરમ યોગિ સજન લગે, નીતિકે નેમ નવનાં;
ઓર ભોગિ ભોગ તજે, તનુ ત્રિયા વૈભવનાં. પ. ૩

અંતરયામિ લહત સકલ, ટેરતહુ મમ તવનાં;
નારણદાસ કરત આશ, દરશનકી સદવનાં. પ. ૪

પદ ૩

ઉઠીયે અનુભવાનંદ, ફંદ ફરકે હંસા. ટેક—
કલીમળ હરનન કુવેર, કૈવલ નિજ અંસા. ઉઠીયે. ૧

અતિ ઉજાગર આગર સાગર, જાગ્રત પરમ હંસા;
અવિગતા મત અરૂઢ અકલ, સકલ પરચે રંસા. ઉઠીયે ૨

દિવ્ય જ્ઞાન ગતિ અમાન, માન મ્રદગ કંસા;
જગ જીવ મૂકતાયન પાવન, કરન હરણુ સંસા. ઉઠીયે. ૩

આયેહો કર્તા કુલ દેખનકુ, આપ ઉપાયેકી વંસા;
નારણુદાસ કરત આશ, મૂખ જોવનકી વંસા. ઉઠીયે. ૪

પદ ૪

ત્યાગીયે કૃતાર ધિન, ધારન ભયો દીંના. ટેક—
સજનકી સહાય કરન કુવેર, પ્રાણુપતિ પ્રવિના. ત્યા. ૧

વિશ્વહાસ વિધિ વિલાસ, કરન લાયે જીંના;
ઓસભરી રૂતુ પવન ચિન, પલટ ભયેહુ ભિંના. ત્યા. ૨

દંત ધાવન કરન ખાવન, ઠાડેહુ લેઇ વારીનાં;
ઉષ્ણુ ઉદક કરીકે સેવક, હેરત બેર સ્વામીનાં. ત્યા. ૩

વેગે જગો મમનાથ સાથ, સકલ હોત છીંના;
નારણુદાસકે સ્વાસ પ્રાણુ, દરશનકી દર્ધીંના. ત્યા. ૪

—: મંગળ પદ. :—

પદ. ૧ (રાગ–મંગળ)

શ્રીગુરૂ પ્રગટે આપ, સુગમ નર દેહ ધરી;
જન અનેકકી સુરત ચરણુમે જઇ વરી. ૧

વરી નિજ સુરત ચરણુ, સુરત્ય મન ભાવતી;
સ્વરૂપ શોભાકો ન અંત, સંત પામે ગતી. ૨

સંત સજનના સમોહ, આનંદ નિત્ય થાય છે;
નિગમ વદે યશ જેહ, ગુણિજન ગાયછે. ૩

ગાય ગાંધ્રવ શારદ શેષ, દેશ ઉનમાંનહી;
ન પાવે સો બુધ્યકી બાથ, અનુભવ જાંહાં નહી. ૪

જ્ઞાન મુરત્ય ગુરૂકો રૂપ, સ્વરૂપ દેખાવન;
લહેના પ્રકૃતિ જીવ, હોય કયૌ પાવન. ૪

તે માટયે ધર્યો હે સ્વરૂપ, શોભાજન કારણે;
વ્રતિ અંતઃકરણ અવિલાન, ધારે ધ્યાન ધારણે. ૬

નિજ રૂપકો અખંડ, અલૌકિક દેશમે;
આપ અંશ પરોજન કાજ, આયે વિપુ વેશમે. ૭

વેશ સુઘડ સરવજ્ઞ, તજ્ઞ તદવત રહે;
એવા પરમગુરૂ શ્રીકુવેર, યાંહાં વાંહાં સત રહે. ૮

વાંહાં રહી ગ્રહે જન બાંય, તાંહાં પઠવાવહી;
નારણદાસ ગ્રહીએ ચરણુ, રહી ગુણુ ગાવહી. ૯

પદ. ૨

એ મુરતિ મંગળ કરન, ધ્યાન હરદે ધરો;
નવરંગી નવલ કિશોર, ઓર સબ પરહરો. ૧

ઘન શ્યામ સ્વરૂપકો સાર, પાર નિકશે નહી.
ગતિ અગમ અગોચર અર્થ, કોય બિકસે નહી. ૨

બરણું વિપુકો વિલાસ, વિભુતિ તનકી;
દેહ સોડસ ચિંન સંજુક્ત, સુરત વરી જનકી. ૩

વરી સુરત નિજ ચરણુ, શરણુ અઘ જાય છે;
નિત્ય આનંદ અંશ કલોલ, અહોનિશ થાય છે. ૪

દેખી આનંદ અંસ સમોહ, મોહ વરતિ પરહરી;
એવા નિરમળ જનને કાજ, કૃપાદ્રષ્ટિ કરી. ૫

કરૂણાના દાતા જેહ, નેહ ઉપજાવહી;
હુલાસ ધરીને જે હંસ, શરણુપે આવહી. ૬

શરણુ આવ્યા જે અંસ, કરી સુધ્ય ભાવહી;
સઉ સજન સમોહનો સાથ, ધામ પઠવાવહી. ૭

પઠવાયે અંસ અનેક, હજુરી નર જે રહ્યા;
બીન હજુરી જીવ, કાળવશ થઈ વહ્યા. ૮

અંધા લહે કયો અરક, સુરત નહી ઉનકી;
પરમગુરૂકો પ્રગટ, ગતિ નહી તનકી. ૯

અલખ અજ અદ્વૈત, દ્વૈત વિપુ તે કરી;
શ્રીમત્ કુવેર જન કાજ, આયે નર તનુ ધરી. ૧૦

દાસ નારણુના જે પ્રાણુ, આધારી આપછો;
બંદી છોડ ગરીબ નવાજ, અદ્યાપિ થાપછો. ૧૧

પદ. ૩

આદ્ય સક્ત સ્વરાજ, કરૂણેશ કેવલ;
લહે કર્તા વિશેષણુ જેહ, પતિ એકલમલ ૧

આદ્ય જક્તાની જે ઉતપન, સોહી વિલસી રહ્યું;
ભિંનાભિંન વર્તે વેહેવાર, વિપુવત થઇ રહ્યું. ૨

સક્ત સજીવન અંશ, પ્રેર્યા જડ તત્વમે;
સમલિત કીયા ઉનસંગ, રંગિત ભયે તત્વમે. ૩

સ્વરાજ કરે નિજ આપ, થાપ નહી કોઇનો;
ઉપજાવે વ્રતાવે અધાપ, મત સત સોઇનો. ૪

જેહેની આંણય ફરે ચો ઓર, ચતુરદશ લોકમે;
એથી બીજો નહી બળવંત, વર્તે એના થોકમે. ૫
તે માટયે કહીયે સ્વરાજ, ઉપજાવી હરે;
મદ મુદન એનુંછે બ્રદ, ચઢયો મદ એ હરે. ૬
કરૂણેશ કરૂણાના ઇશ, આપી સરવ દેવને;
વતાવે રહી નિજ આપ, ભિન્ન ભવ ભેવમે. ૭
શશી સૂર વાયુને અનલ, પ્રજન પ્રથવિ કહી;
રજો તમો સાત્વિક ને શકત, નિરંજન તે સહી. ૮
અહંકાર અચંત સ્વકાશ, ઇંદ્ર દિગપાલહી;
અસ્વનિકુવાર સમેત, વર્તે કરૂણા લહી. ૯
આંન્ય દેવ અવર જેહી હોય, તેહી વરતાવહી;
તે માટે કરૂણાના ઇશ, સબે કરવાવહી; ૧૦
કૈવલ્ય વળવિનું વસ્ત, ઉદે અસ્ત જાંહાં નહી;
તે બાવન બૂદ મહરાજ, કાજ કરે તે સહી. ૧૧
એ પંચ વિશેષણ કર્તા, બિના નહી કોઇને;
અદ્વૈત એક અખંડ, સકરતા સોઇને. ૧૨
એવા માલિક જે મહેરબાન, મોજ મજબુત કરી;
અંશ પરોજન કાજ, કર્તાયે તે આદરી, ૧૩
તન તખત મહેલકી સેલ, કરન અંશકુ કીયા;
સહુ રિધ્ય ભરીતે આંહાંય, દયા કરીને દીયા. ૧૪
બહુ મોજ દીયે મહરાજ, કાજ જન કરનેકુ:
તે લહયા નહી નિજતાત, થાપ પતિ અપનેકુ. ૧૫
પઠયે અંશ ઇત આપ, પાય વિપુ વશ ભયે;
નિજ તાત વસે જેહી ધામ, હામ હંસ નવ ગયે ૧૬
હંસ ગયે નાં સ્વધામ, અટક ઇતહી રહયે.
મોઈ તે અધિક પ્રિયે જાણ, કે ભવ ભરમત રહયે ૧૭

ફસે નિગમ ખટ શાસ્તર, પુરાણુ પર પ્રિતહી;
કુણુ મમ કુણુ કિરતાર, લહી નહી રિત્યહી ૧૮

પંથ ચલે ન તેહી રિત્ય, પ્રિત પતિપે નહી;
ઉપજાવ્યાનો શો અરથ, વરથ પતિને કહી. ૧૯

તબ ખાવને ખચીત, ઉમેદ ઉપજાવહી;
મમ બિનુ મેરા અંસ, તે કુણુ ચેતાવહી. ૨૦

ફના કરૂ તેહી ફંદ, ફશ્યા અંશ જાહીમે;
મહા મિંગલ મત મહાંય, વસુ જાઇ તાહીમે. ૨૧

ધર્યું નિજ દિવ્ય સ્વરૂપ, ચિંન સંજુકતહી;
શંખ ચક્ર ગદા પદ્મ આદ્ય, કરન જન મૂક્તહી. ૨૨

અલખ અજ અદ્વૈત, દ્વૈત વિપુ તે કરી;
પરમગુરૂ શ્રી કુવેર, પધારે તનુ ધરી. ૨૩

જ્ઞાન ખડક લેઇ હાથ, હતન સબ મતકીયે;
અંસ ચેતાવી અનેક, શરણુપે કરલીયે. ૨૪

ધન્ય ધરણુ જન સંત, ધન્ય એ દેદારકો;
ધન્ય નારણદાસ જન, શરણુ અવતારકો. ૨૫



## —: સકતપતિ પદ. :—

સકતપતિ સબકે સરજનહારા,
ખેલી અખિલ ખલકસે ન્યારા;
સકતપતિ સબકે સરજનહારા...........ટેક.

મહાસૂન્યકી મધ્ય સૂન્ય સિંહાસન,
આસન અચલ જમાઇ;
તેહી તખતપર આપ બિરાજે
શોભાકી શી રૂશનાઇ. સકત ૧

કેતેઇ કલ્પ મુદત મૂનિ સૂન્યમે,
અહં અનેવ અપનાઈ;
અહં અનવે અનુભવ ભવ ભવીતવ,
સુધ્ય સંકલ્પ જેસે પાઇ. સક્ત ૨
અંશ અખિલ સરજીત સંકલ્પસે,
જડ તનુ તત્વ સમેતા;
સો સંકલ્પિ નિજ આદ્ય ધર,
જીનુ ઇચ્છ ભવિત સખેતા. સક્ત ૩
રજતજ ઇંડ કટાક્ષ કરતમે,
સંચ સચેતન અંશુ;
તેહી સબ અંશ પતિકી પરજા,
ઇનમેનાં ઇશકી આંકશુ. સક્ત ૪
પંચ વિશેષણ ભૂક્ષણ જાકુ,
સોપતિ પરથ સોહાવે;
આદ્ય સક્ત સ્વરાજ કરૂણેશ,
કૈવલ સોઇ કહાવે. સક્ત ૫
ઇશ અકલ કલ કલીત ન કોહુ,
મોહીત ભયે જડ દરસી;
અંશ અકલ નીજ આપે લહે બિનુ,
ભટકી મૂવે ભવ પરસી. સક્ત ૬
અંશ હેરાન હકીગત દેખી,
વેશ લીયો ખૂદ આપે;
પરમગુરૂ દિક્ષા દેઈ જનકુ,
અચલ કરી પદ સ્થાપે. સક્ત ૭
શ્રીમત્ કુવેર ધન્ય પ્રગટ પોમીપર,
કદમ કીયે અઘ નાસે;
નારણદાસ શરણ ગ્રહે જન,
સક્તપતિ ઉર આસે. સક્ત ૮

પદ. ૨

સક્રતપતિ અંશ પરમગુરૂ આયે,
દેખો અગમ ગતિ સુનવાયે;
સક્રતપતિ અંશ પરમગુરૂ આયે........ટેક

નિજ અનુભવ ભવ ભવીત જનાવત,
જહાંસે જે નિપજાયે;
સબકી આદ્ય સકરતા સરજન,
અંશ અનંત ઉપજાયે. સક્રત. ૧

પરમવિશેષ વિશેષ સામાન્યહી,
અંશ ત્રિવંશ ઉપાયે;
સામાન્યકુ સર્વ અગ્યહી છાજન,
આપનપુ પતિ વિસરાયે. સક્રત. ૨

અંશ વિશેષ નિગમાદિક આદ્યે;
આચારજ ગતિ ગાયે;
અક્રત બ્રહ્મ સગુણ કર્તા ક્રત,
તહાં જનિ જન વિલમાયે. સક્રત. ૩

સિરગુણ સ્રષ્ટ સકલ તનુ વતજે,
તિનુ સબ ભાંડ નિપાયે;
નિરગુણ નભવત સભર સનાતન,
દોઇ પદ જડ સમતાયે. સક્રત. ૪

નિરગુણ નભ સિરગુણ સબ બાજાં,
સબ જ્ઞાની ગમતાયે;
વાજંત્રિકી કોઇ નવ જાણે,
નેતિ નિગમ કરી ગાયે. સક્રત ૫

નિગમ વિશેષ અંશ સબજનકો,
અનુભવ ભવિત જનાયે;

નિજપતિ પરમ સકરતા સરજન,
સો ગતિ ગ્યમ વિસરાયે. સકૃત ૬

તેહી માટે નિજ પરમગુરૂકુ,
ખૂદપતિ આપ પઠાયે;
જીવ સામાન્ય વિશેષઅંશ જે,
તિનકો ભરમ મિટાયે; સકૃત. ૭

ભરમ મેટાઇ કીયે ભવપારા,
આપનપુ પતિ પરસાયે;
કેવલ ધામ સધામ સોહાવત.
તાંહાં સબ અંશ બસાયે સકૃત. ૮

શ્રીમત્ કુવેર પરમ પોમીપર.
પરસે નિજ પદ પાયે;
નારણદાસ પતિતકુ પાવન,
કરન આપ ઇત આયે. સકૃત. ૯

પદ. ૩

પરમગુરૂ શરણ સદા સુખકારી,
સો સ્વરૂપકી જ્યૌ બલિહારી;
પરમગુરૂ શરણ સદા સુખકારી,.........ટેક,

નૌતમ સજલ શ્યામ છબી જોઈ,
મોહી સુરત હમારી;
ઓર નહીજુગમે સમ કોઇ,
યેસી અકલ ગત્ય ન્યારી. પરમ. ૧

નિગમ નિરૂપ સરૂપ સરાયે,
તાપર નેતિ પોકારે;
સો નેતિ નિરાકણ કરનેકુ,
પરમગુરૂ દેહી ધારી. પરમ. ૨

જન સુખકાજ સાજ સબ સજીયા,
ષોડસ ચિન સવારી;
ચિંનિ ચિન લીન જન વરતિ,
સુરત ભઈ એકતારી. પરમ ૩
અંકુશ અમર કુલીશ કમળ જવ,
દ્વેજા ધેનુપદ ધારી;
શંખ ચક્ર સ્વસ્તિક જંબુફળ,
કલસ સુધા સમ વારી. પરમ. ૪
અર્ધ ચંદ્ર ખટકુન મિન અંગે,
ધર્યે નિજ આપ મોરારી;
બિંદુ ઉરધ રેખા અષ્ટકુણ ત્રિયેકુણ,
ઇંદ્રધનુષ કર ધારી. પરમ. ૫
એહી સબ ચિન ધર્યે નિજ તનમે,
જન હિત મંગકારી;
મંગળ મૂરત્ય મનોજલ જાવન,
શોભા અપરમ પારી, પરમ. ૬
યેસા શરણુ છોડી જગ જનહી.
જાવો જનમ સબ હારી;
પ્રગટ પ્રભુ નિરખિ જન હરખો,
પરખો વચન વિચારી. પરમ. ૭
બચન અઘાદ વાદ સબ વેધી,
સોધિ સુગમ ગ્યમ સારી;
બિનુ પ્રેહેતન જન પાર પઠાયે,
શરણુ આયે નરનારી. પરમ. ૮
ચકરવર્તિ ગુરૂ પરમ વિશેપ જે,
શ્રીમત્ કુવેર વિપુ ધારી;
નારણદાસ આશ ચિત ચરણે,
પદ રજકે અધિકારી. પરમ. ૯

પદ. ૪

નિજગુરૂ જ્ઞાન વિપુ ઘર આયે,
માહા મિગલ મત સબહી ઉઠાયે;
નિજગુરૂ જ્ઞાન વિપુ ઘર આયે,.........ટેક.

દ્વૈતપણું ઉપજાવત હરતા.
સો કરતા નહી ગાયે;
આંન્ય અપરપદ પસિદ્ધ કરીને,
તામે આ જકત ભૂલાયે. નિજ. ૧

પુરાંણુ પોકારત વિપુવત ગતિકુ,
મતીમત તત્વ સરાયે;
તત્વાતિત તત્વ નહિ કબહુ,
અવધ્યકાળ પરલાયે. નિજ. ૨

ખટ દરશન સબ પુરાંણ પક્ષમે,
સંપ્રદાય સોઇ બતાયે,
ઉન આસે અક્તથી ઇતપદ,
વિત નહી જડ સમતાયે. નિજ. ૩

ધામ ચતુરમે ધ્રાવત સબહી,
કરતા સબને ઠરાયે;
બિન દીઠે વિલમે તાંહાં વરતિ.
આકૃતિ દેખ ઘર આયે, નિજ. ૪

ન્યાય નીતિ ઇત વદીત જકત કત,
મિમાંસા મન વશ તાયે;
પાતાંજલિ પિંડ પ્રાણકુ સાધે,
ઇત સિદ્ધ સાધ સરાયે. નિજ. ૫

વિશેષિ વિશિયે ઉતઇતકો,
સુર સબ અંતરાયે;
ઉતઈત વિત વરજીત તજી વિલમે,
કિલમીસ કરમ કરમાયે. નિજ. ૬

વદિત વેદાંત અંત અવિલોકી,
અજવૃતિપદ પદ જો પસાયે;
જકત નહિ મૃગત્રષ્ણા જેવું,
હુવા નહિ હોયે ન ઠરાયે. નિજ. ૭

સાંખ્ય તત્વકો ત્યાગ કરીને,
અલગ આતમ કરવાયે;
સો આતમ એકતા બ્રહ્મ અસમી,
અક્રુત પદ ન ક્રુતાયે. નિજ. ૮

શાસ્ત્ર સિદ્ધાન્ત સબનકો એહી મત,
સત કરી સબને ગાયે;
અખિલા બ્રહ્મકે સ્રષ્ટિકો કરતા,
સોપતિ કિને ન બતાયે. ૯

મતલબ ખૂદકુ ખલક રચેકી,
અરથ એકુ ન પુરાયે;
ઉતપન અંશ કીયા તબ અબલયૌ,
કરતા શરણુ નહી જાયે. નિજ. ૧૦

બિન કરતા કયૌ કરી હવે સ્રષ્ટિ,
વિષ્ટિ સમષ્ટિ કહાયે;
વિષ્ટિ કીનસે સમષ્ટિકો કરતા,
જ્ઞાનિ જ્ઞાન સમઝાયે. નિજ. ૧૧

જ્ઞાન ગેબ ચેબ લગે તુમ પદકુ,
અસમિ અરથ પતાયે;
સો અસ્મિ અલ્પજ્ઞેકુ ન આવે,
મિથ્યા જનમ ગમાયે. નિજ. ૧૨

આદ્ય સક્ત સ્વરાજ કરૂણેશ,
કેવલ પરમ પરાયે;
પરમ અંશ શ્રીકુવેર પરમગુરૂ,
ખૂદ ખાવન પઠવાયે. નિજ. ૧૩

મોક્ષકે દાતા જ્ઞાતા સબકે,
જો હોય જ્ઞાન બતાયે;
નારણદાસ આસ પદ રજકી,
ચિત ચરનનમે લોભાયે. નિજ. ૧૪

---

પદ. ૫

પરમગુરૂ શરણે આવો નરનારી,
નહિતો જાવો જનમ સબહારી;
પરમગુરૂ શરણે આવો નરનારી,.........ટેક.

રત્ન પદારથ ચિંતામણિ નર,
દેહી પાયો તું સારી;
ઓર વિપુવશ કાલ માયાકે,
તાતે ગ્રહો એહી પારી. પરમ. ૧

ઈચ્છિત સુર મનુષતન જેહી,
તેહી દેહ તેં ધારી;
લોક ચતુરદશમે અતિ દુરલભ,
સુરલભ સબ સુખકારી. પરમ. ૨

ધર્મ અર્થ કામને મોક્ષ પદારથ,
સ્વારથ લ્યોને વીચારી;
પરમાથ એક પરમગુરૂ બીના,
સબ અનરથમે ખુવારી. પરમ. ૩

મિન પતંગ મધુકર કોરમ,
કુંજરકી વિષયારી.
એકએક વશ પડી મૂવે સકલ સબ,
જ્ઞાન વિના ગત્ય હારી. પરમ. ૪

એહી પંચવશ પરત જેહી નર,
ઉનકી કયા રખવારી;
તાતે તલબ તજી ભજો ભાવો,
દાવો દાઝન કારી. પરમ. ૫

શરણાકુ અશરણ કરનારા,
વિષે અપરબલ ભારી;
તામે વિલમી વિદેશ વિરામે,
ઉનકી સમઝ દેઉ સારી. પરમ. ૬

શેષ અંશ અહિમણીકુ લેઈ,
આચે અવન્યકી પારી;
ઈચ્છિત અલપ આહાર કરનેકુ.
દેઈ મૂખસે મણિડારી. પરમ. ૭

શેષ ધામ બિન સુખ નહિ અહિકુ,
વિદેશ વિપત્ય ભઇ ભારી;
શુભાશુભ કર્મ ભૂગત ભોમીપર,
દિરઘ લઘુ તન વારી. પરમ. ૮

નિજ કરતા અંશ અહિ આંહાં આયે,
એહી મમ જાણ સવારી;
ભવ ભોમીપર જહાં તહાં વિચરત,
અનંગ અશકનાં આહારી. પરમ. ૯

અશક તજી ભજો ભાવ કરીને,
ભવ ભરમો બહુવારી,
આ અવસર તે બોહોર નવ આવે,
નરદેહી લ્યાને સુધારી. પરમ. ૧૦

સબ સુખદાયક લાયક સ્વામી,
શ્રીમત્ કુવેર વિપુ ધારી;
નારણદાસ આસ પદ રજકી,
ચરણ કમળ બલિહારી. પરમ. ૧૧

---

પદ. ૬

પરમગુરૂ સેવો મહા બડભાગી,
જાકી સુરત ચરણમે લાગી;
પરમગુરૂ સેવો મહા બડભાગી,...........ટેક.

કલ્પવૃક્ષ કામધેનું ચિંતામણિ,
તા સુખકી કયા સમાગી,
તાતે અતિત અપરબલ ફલજે,
આશા પરમપદ પાગી. પરમ. ૧

જ્યો નટડી નટ ખેલ કરનકુ,
સકલ સભા અનુરાગિ;
એક દોર દલ લાગી રહ્યો નિજ,
ડગેનાં મન પલ પાગિ. પરમ. ૨

વરત બંધ મન કેદ કબજમે,
જીતતિત ફરેનાં પાગિ;
અખિલ ખલકમે વરતિ વિમલવત,
વેહેવંત સબ ત્યાગિ. પરમ. ૩

અતિ ઉદાસ આસ ચરનનકી,
મનન મોહ ગ્રહે વાગી,
સ્વાંતિવંત અતંત અગોચર,
ગોચર ગુરૂ ગ્યમ જાગી. પરમ. ૪

નિજ ગુરૂ મહેર કેહેર નહી કબહુ,
લહે જન સુખ જો સોહાગી;
હરખવંત હમેસ દેશમે,
વરતે વેશમે રાગી. પરમ. ૫

અજ અદ્વૈત અલખ ગુરૂ આપે.
શ્રીમત્ કુવેર ધ્વજ વાગી,
નારણદાસ ગાહેલ ગત્ય વરતત,
ઉમંગ અશાક ભય ભાગી. પરમ. ૬

---

પદ. ૭

હરિજન સંત શરણ સુખમાંને,
મિથ્યા જક્ત વહેવાર વિભાંને;
હરિજન સંત શરણ સુખમાંને,........ટેક.

માત પિતા સુત ભ્રાત ભામની,
કામ ધામ ધન ધારે;
યોગ યગન જપ તપ વ્રત તિરથ,
સંત ચરણપર વારે. હરિ. ૧

ખટદરશન સનમાન શ્રદ્ધાસુ,
પ્રિત સહિત પધરાવે;
આનંદ ઉછવ હરખવંત હોઇ,
કોઈ સંત તુલ્ય ન સરાવે. હરિ. ૨

ચંદન સમ નહિ વનસ્પતિમે,
સૂરધેનુ સમ નહી ગાઇ;
પારસ સમ પાસાણુ ન આવે,
સંત સમ કુન સરાઇ. હરિ. ૩

ખટ રસમે રસ તુપ કહાવે,
ઉન સમ રસ નહિ એકુ;
જાસુ મીલે તાસુ સ્વાદ ઉપાવે,
શોભે આપ શોભાવે અનેકુ. હરિ. ૪

સત સંગત્ય વિના મનુષ તનુજે,
વનપશુ વત ગતિ હોય;
ભોજન ભય નિદ્રા મૈથુન મનોરથ,
વ્રતત સકલ સબ કોઇ. હરિ. ૫

મનુષ શ્રેષ્ટ સબત્યે સુખ જેહી,
તેહી કહુ સમઝ સુનાઇ;
સતસંગત્યમે મહાસુખ પાવે,
આપનપુ પતિપદ પાઇ. હરિ. ૬

તેહી સુખકે દાતા ગુરૂ પોત્યે,
શ્રીમત્ કુવેર સત સોઈ;
દાસનારણુ આશ પદ રજકી,
ચરણુ કમળ ચિત પ્રોઈ. હરિ. ૭

પદ. ૮

સાકુટ શઠ જુઠામે જીવ રાચા,
માને નહિ ગુરૂ બચન જે સાચા;
સાકુટ શઠ જુઠામે જીવ રાચા,..........ટેક.

નિષ્ફળપદ ફળદાયક માને,
જાણે બડા મેં જ્ઞાંની;
ઉનમદ મદ વશ થઇને વરતત,
જતમત ગત્ય નવ જાંની. સાકુટ. ૧

ગુરૂ સ્વાધિન સ્વરૂપાનંદ સુખકી,
ઇચ્છી નહી જેહી જનકુ;
પતિપદ ચાહાય નહિ ચિતમે,
વ્રથા વેત વિલમનકુ. સાકુટ. ૨

જાંહાં વિલમે વશ વૃત્તિ વિપુ ધરહી,
કરહી તે તનુમે પ્રવેશા;
ગ્રભ સંકટ સાકુટ દુઃખ ભુગતત,
વિચરત વિકટ વિદેશા; સાકુટ. ૩

જાંહાં જાયે તાંહાં માત પિતા સુત,
હોઇ હાંમ હરાવે;
હિમત હારી પ્યારી કાંમ ન લાગે,
નહી નિજ ઠામ ઠરાવે. સાકુટ. ૪

અપત્ય ઉછાહ ખેલવણાં ખેલે,
સરમ અતિ સુખ નાંહી;
દુષ્ટ દગ્ધ નુઘરા નર ઓપીત,
શોભિત નહી સુખ જાંહી. સાકુટ. ૫

મનુતનસે દિસત સબ સરખા,
સ્વાન સુકર સુખમાંણે;
અદબ આબરૂ અંતરગત્યમે,
લેશ નહી જીવ જાંણે. સાકુટ. ૬

જનમ અંત સુધી સરવાલે,
હાથ નહી એક કોડી;
ઉમર સારી યેમ ગમાઇ
અનરથમે મૂવો દોડી. સાકુટ. ૭

માતપિતા ગ્રભ સંકટવેઠયું,
બોજ ધર્યો કર્મ કરીને;
ઇનુ અનુગ્રે છૂટે નહી કબહુ,
કોટિ જનમ ધરે ફરીને. સાકુટ. ૮

સુધ્ય શિક્ષા સતગુરૂ દેવે જબ,
તબ તાંહાં ચિત ન લાવે;
અશાક અરથ સાધનમે પુરા,
જનમ અમૂલ્ય ગમાવે. સાકુટ. ૯

જમતમ કરી શ્રીકુવેર શરણમે,
આઇ પરો જીવ સબહી;
નારણદાસ આશ ચરનનકી,
અરથ સરે સબ તબહી. સાકુટ. ૧૦



## —:: ઢાળફેર પદ. ::—

પદ. ૧ ( રાગ–ઢાળફેર )

શ્રીગુરૂનું રૂપ ધરી આવીયારે, કેવલ કિરતારા;
નિજજ્ઞાન અખંડને લાવીયારે, કેવલ કિરતારા. ૧
સરવે ાચન ધર્યાં અંગમેરે કેવલ કિરતારા;
એથી સંતસજન રહે છે રંગમેરે, કેવલ કિરતારા. ૨
કહા વિનવુ વિભૂતિ જોરરે, કેવલ કિરતારા;
અનુભવ સૂર પ્રગટયો ભોરરે, કેવલ કિરતારા. ૩
નેતિ નિગમ કહે નિરધારરે, કેવલ કિરતારા;
સરવાતિત છે નિજ દેદારરે, કેવલ કિરતારા. ૪
નામરૂપ ગુણથી હરિ વેગળારે, કેવલ કિરતારા;
છે પરમગુરૂ પતિ એકલારે, કેવલ કિરતારા. ૫
જેણે ઉતપન કર્યાં નિજ અંશરે, કેવલ કિરતારા;
તેને તારવાની અંતર આકંક્ષરે, કેવલ કિરતારા. ૬
દાસ નારણના સ્વામી સારરે, કેવલ કિરતારા;
શ્રીમત્ કુવેર પ્રગટ અવતારરે, કેવલ કિરતારા. ૭

પદ. ૨

એવા પરમ ચતુર સુજાણરે, પ્રભુને નવ જાણ્યા...ટેક.
થયો દશ માંડયો દિન મહાંયરે, પ્રભુને નવ જાણ્યા,
આગ્યે રૂજની મે ઘણું ભટકાયરે, પ્રભુને નવ જાણ્યા. ૧
મનુતન દિવસ લહે સારરે, પ્રભુને નવ જાણ્યા,
ચહુ ખાણ્ય :રૂજની તન ધારરે, પ્રભુને નવ જાણ્યા. ૨

ભરતખંડ નરદેહ સુભ સારરે, પ્રભુને નવ જાણ્યા,
તેમાં સુર માગે અવતારરે, પ્રભુને નવ જાણ્યા. ૩
તે પામ્યો છું પ્રાણીતન આજરે, પ્રભુને નવ જાણ્યા;
તેહેમાં કરી લેને સઘળાં કાજરે, પ્રભુને નવ જાણ્યા; ૪
જો સંત શરણે સુખ આપશેરે, પ્રભુને નવ જાણ્યા.
તહારા જનમનાં બંધન કાપશેરે, પ્રભુને નવ જાણ્યા. ૫
એથી મળશે પ્રગટ ગુરૂરાયરે, પ્રભુને નવ જાણ્યા;
તારા પૂરવેના પતિ પરસાયરે, પ્રભુને નવ જાણ્યા. ૬
શ્રીમત્ કુવેર શરણ સુખ સારરે પ્રભુને નવ જાણ્યા.
નારણદાસ ચરણ બલિહારરે, પ્રભુને નવ જાણ્યા. ૭

પદ ૩

કોઇ સંતજન બડભાગીરે, એ પદના ભોગી,
જહેની સુરતા ગગનાતિત લાગીરે, એ પદના ભોાગ. ૧
પંચ તનુના તત્વને સોધેરે, એ પદના ભોગિ,
સાંખ્ય યોગે તે મન પરમોધેરે, એ પદના ભોગિ. ૨
બહુ કર્મના શ્રમને વાંમેરે, એ પદના ભોગિ,
ગુરૂ શરણે માહાસુખ પાંમેરે, એ પદના ભોગિ. ૩
અલમસ્ત દિવાના દરવેશરે, એ પદના ભોગિ,
જહેમાં સરવાતિત છે વેશરે, એ પદના ભોાગ. ૪
નિજપતિ પખ સાચ સેવાઇરે, એ પદના ભોગિ,
ભિન્ન વરતિ ભવની જગમાંઇરે, એ પદના ભોગિ. ૫
એકરસ ગુરૂપે જે હજુરરે એ પદના ભોગિ,
જેહેના શબ્દમાં ઝળકે નૂરરે, એ પદના ભોગિ. ૬
નારણદાસના સ્વામીનું સુખ ભારીરે એ પદના ભોગિ,
શ્રીમત્ કુવેર શરણપર વારીરે, એ પદના ભોગિ. ૭

પદ ૪

જય જક્તગુરૂ જાુગદીશરે, મહિમા મહાભારી,
અજ ભવ શ્રીપતિના ઇશરે, મહિમા મહાભારી. ૧

અવતાર દશૂના દાતારરે, મહિમા મહાભારી,
તેમને દેખાડો નિજ દેદારરે, મહિમા મહાભારી. ૨

સુર મનુ ગુણી ગાંધ્રવ દેવરે, મહિમા મહાભારી,
શેષ શારદ નારદ કરે સેવરે, મહિમા મહાભારી. ૩

નિજ અધર તખતપર ધામરે, મહિમા મહાભારી,
તાંહાં આપે કીયો વિસરામરે, મહિમા મહાભારી. ૪

સરવ દેખ યાંહાંતાંહાં બિરાજેરે, મહિમા મહાભારી,
આવી અકળકળા કળી લાજેરે, મહિમા મહાભારી, ૫

ઇચ્છા ઉપની તે અંશને તારવારે, મહિમા મહાભારી,
દેહ કર્મના દોષ નિવારવારે, મહિમા મહાભારી. ૬

હરિયે લીધો છે નર વિપુવેશરે, મહિમા મહાભારી,
વિરલા ચિને સકલ નરેશરે, મહિમા મહાભારી. ૭

ઘનશ્યામ સુંદિર વર શોભેરે, મહિમા મહાભારી,
સરવ જનનાં મન તાંહાં લોભેરે, મહિમા મહાભારી. ૮

ચંદ્ર વદન અધૂર રંગ ચોલરે, મહિમા મહાભારી,
શોભે નાશિકા ત્રિવેણી કપોલરે, મહિમા મહાભારી. ૯

મન હરણ મંદિર સાર શોભિતુરે; મહિમા મહાભારી,
ભાલ તિલક કેશરનું ઓપતુરે. મહિમા મહાભારી. ૧૦

જાંમા જરકશીને કશબી કોરરે મહિમા મહાભારી,
પટકે રંગ ચટકીનો જોરરે મહિમા મહાભારી. ૧૧

દોતી હિરની હારને અંગેરે, મહિમા મહાભારી;
નવ છંદા બિરાજે નવરંગરે, મહિમા મહાભારી. ૧૨

હિમ બસન અનેક ફૂલતોરો, મહિમા મહાભારી,
કુશ્મહાર જોડય સોનાદોરો, મહિમા મહાભારી. ૧૩

કર પોંચી ગજરાને વેઢ રાજરે, મહિમા મહાભારી,
છબી નૌતમ જોઇને કામ લાજેરે, મહિમા મહાભારી. ૧૪

એવા અખંડ સોહાગી વાલો જોયારે, મહિમા મહાભારી,
મોટા મૂનિવર ચરણે મોહયારે, મહિમા મહાભારી. ૧૫

શ્રીમત્ કુવેરની શોભા અપારરે, મહિમા મહાભારી.
નારણદાસ પ્રાજ્ઞવાનને દેદારરે, મહિમા મહાભારી. ૧૬

## —: વસંત પદ. :—

પદ. ૧ (રાગ—વસંત)

વસંત રૂતુ માહા મોટી કહીયે,
જાણે જન વિરલા કોઇ;
અચિતનું ચિતવન જે જનને,
સંત લહે સુખ સોઇ. વસંત. ૧

પ્રથમ આદ્ય અજસુત સુનકાદીક,
અચિંતમે ચિત પ્રોઇ;
મહામસ્ત અલમસ્ત દિવાંના,
યશ ફ્રેલ્યો રંગ ઓઈ. વસંત. ૨

રખવસુત સુખ નવ યોગેશ્વર,
દત અજગર એ દોઇ;
તદાકાર તદવત થઇ વરતે,
મદ મોરસદ રદ નોઇ. વસંત. ૩

દત્ત અજગર અંગિરા આદ્યે,
અહંવાદ મત ખોઇ;
અદ્વૈતમે અનવે એકતારન,
ભવિત ભાવ મલ ધોઈ. વસંત. ૪

એહી મતકે જેહી સંત શિરોમણી,
બિનુ વરતિ ભવ ભોઇ;
તેહી સંત સરજનકે સંગિ,
અવચે વસંત રત્ય જોઇ. વસંત. ૫

વસંત ખેલ રચ્યો રચનામે,
સફીલ યુગલ મત દોઇ;
ઇતકે આશે તિત પતિપર,
જીત લેવું વિત મોઇ. વસંત. ૬

આકંક્ષ ઇંદ્રિકી પિચકારી,
ત્રિગુણ વરગ રંગ તોઈ;
જ્ઞાન ભકિત વૈરાગ ભભકરંગ,
દ્વૈત વિત લીયે દોઇ. વસંત. ૭

ગંભિર માટ ભર્યો ગ્યમ સહિતમ,
ખેલ ઉમંગ અંશ મોઇ;
ખેલત ખૂટ પડયે ઇતકે સબ,
પરસે યુગલ યુગલ મિટ દોઇ. વસંત. ૮

કરતાકાર અંશ ભર્યો જબ,
હરખ પરમપતિ હોઈ;
શરણાંગત લિયે સ્નેહ ધરીને,
ગતિદાતા ગુરૂ ઓઈ, વસંત ૯

સંત સકલ શિરોમણિ ગુરૂ,
શ્રીમત્ કુવેર સત સોઇ;
નારણદાસ આશ પદ રજકી,
ચરણ કમળ ચિત પ્રોઇ. વસંત. ૧૦

પદ. ૨

રત્ય વસંત હોળી ખેલવાતણી,
પ્રિત સંતસજનને અતિ ઘણી; ટેક.

બન્યો ખેલ બહુવિધિ ભાત્યનો,
ઉપન્યો રંગ ભિન સજાતનો;
સફીલ સ્વામી સેવકની,
મોટી મોજ એ મહાદ વિવેકની. રત્ય. ૧

સ્વામી સર્વાતિત બિરાજત,
ઇત અંસ ઘટઘટ રાજત;
દ્વૈત મોજ કારણ બનાવીયો,
ઉત ઈતકા ભાવ શોભાવીયો. રત્ય. ૨

કરૂણાકેશર પ્રભુ ત્રપનો,
પોક્ષણ પતંગ એ દ્રપનો;
વિભક્તિ જ્ઞાન ગુલાલએ,
અતિ શોભે શોભાવે બાલએ. રત્ય. ૩

ગતિ પેચભરી પિચકારીમે,
છૂટયે સેઢય અનંત પસારીમે;
રંગ રેલ્ય થઇ રસ રૂપરે,
ઉપમા નવ થાય અનુપરે. રીત્ય. ૪

ઉમંગ અખિલ બનાવમે,
ચરચા પારંગ રંગ દાવમે;
ભિંજયો ભવ ભવાદિ ભાત્યરે,
અવિલંબન જાત્ય અજાતરે. રીત્ય, ૫

ખેલ રચી ખાંતિલે શોભાવીયો,
ભાત્ય વિવિધિ રંગ રચાવીયો;
આપી મોજ મહરાજે મહેરશું,
અંશ મહાલે કરૂણા લહેરશું. રત્ય. ૬

પતિપાસની મોજ એ જાણીને,
લેજયો અંશ મનોરથ માણીને;
ભાગ્ય હશે તેહી જન જાણશે,
સનમુખ થઇ સુખ માણશે. રત્ય. ૭

લીધી અંશે પિચકારી પ્રેમની,
એકતા વરતિ નિજ નામની;
ફગવા મોક્ષ મોજહી આપીને,
અંશ મૂક્ત કર્યા બંધ કાપીને. રત્ય. ૮

સ્વામી કુવેર કરૂણાવંતહી,
પ્રગટે જગમે ભગવંતહી;
શરણાંગત નારણદાસહી,
કીયો ચરણ કમળમે વાસહી. રત્ય. ૯

પદ. ૩

શોભે વસંત રૂતુ રળિયામણી,
ખિલ્યો અનુભવ કેશરની નિરવાણી......ટેક.

અંશ અંશીને ઉપજાવતા,
ત્રિવિધિ વિભાક્ત બનાવતા;
અંશ ભિંન કર્યા સુખ ભાવતા. શોભે. ૧

તનુરણ થયું મન ધારણ,
જડરૂપ ભયા જગ કારણ;
તેને કુણ કરે નિવારણ. શોભે. ૨

હૂતા અંશ અલૌકિક દેશના,
વિપુવત થયા વિદેશના;
તજી વતતન વિરામ્યા વિદેશના. શોભે. ૩

ભૂલ્યા અગમ ગતિ નિજ લક્ષને,
ગ્રહી તેનો અસ્મિના પક્ષને;
કરે વર્જીત કુણ દેઈ દક્ષને. શોભે. ૪

આવણ ગયું નિજ અંશનું,
ઉપન્યું મૂળ જ્ઞાન જે વંશનું;
સ્વરૂપાનંદ સુખ તે અંશનું. શોભે. ૫

બન્યો રંગ જે બાધો ઉડાવીયો,
હાસ આવી હિંમત ગમાવીયો;
થયો વર્જીત વેશ શોભાવીયો. શોભે, ૬

શોભા જોઇ રસીક વર રિઝીયા,
ગોઠ માહાપર્મ પદ દિજીયા;
આયે શરણાગત લિજીયા. શોભે. ૭

સ્વામી કુવેર સુખ અતિ ઘણું,
દાસનારણ એક મૂખે શું ભણું;
સંતસજન તાંહાં મળવાતણું. શોભે. ૮

પદ. ૪

ચાલો સંત વસંત વધાવીએ,
સુધ્ય સામગ્રિ સરવ લાવીએ. .........ટેક.

આંબામોર ટોડ તુળસી તણા,
પેઢ ઘઉ જવના લાવો ઘણા;
કળશ કંચનનામાં નહી મણા. ચાલો. ૧

બિચે શ્રીફળ લેઇ સોવરાવીયે,
ફુલમાલ પછોડી ભરાવીયે;
તોંહાંતો અિબલ ગુલાલ ઉડાવીયે. ચાલો. ૨

સહુ સામગ્રિ લેઈ હાથમાં,
સંત ટોળી ચાલો સહુ સાથમાં;
પ્રભુ પ્રસન્ન છે પ્રેમ બાથમાં. ચાલો. ૩

પ્રેમીને સદા પ્રભુ પાસ છે,
જેનો ચરણ કમળમાં વાસ છે;
તેને સદા વસંત વિલાસ છે. ચાલો. ૪

સ્વામી કુવેર શરણનું જે સુખડુ,
હરખ વાધ્યો હૈયે જોતાં મુખડુ;
દાસનારણ દુઃખ નહી ઢુંકડુ, ચાલો. ૫

પદ. ૫

શ્રી ગુરૂના તે ચરણ ઉપાસીયે,
ભવદુઃખ થકી દૂર નાસીયે...............ટેક.

ગતિ અગમ ગુરૂની અપાર છે,
નેતી નિગમ કહે નિરધાર છે;
ભજસે ધન્ય તેને સાર છે. શ્રી ગુરૂ. ૧

કળા અકળ કળી કોય જાણસે,
મહા મુક્ત થઇ સુખ માણસે;
તે ભવભારને શીદ તાણસે. શ્રી ગુરૂ. ૨

ઘનશ્યામ સુરત છબી જોઇને,
રહ્યું મન મારૂં તાંહાં મોહીને;
કહ્યું જાય નહી સુખ કોઇને. શ્રી ગુરૂ. ૩

શોભા લલિત લક્ષ લાધે નહિ,
મન વાણી તાંહાં બાધે કરી;
દાસ અનિન જે સાધે સહી. શ્રી ગુરૂ. ૪

સ્વામી કુવેર શરણ સુખદાયક,
સંતકુલ તિલક લાયક;
દાસ નારણના પ્રતિપાલક. શ્રી ગુરૂ. ૫

પદ ૬

સંત સેવા કરો સુધ્ય ભાવસુ,
ધરો પ્રિત્ય પુરવના દાવસુ...............ટેક.

તન મન ધન અરપણ કીજીયે,
સુધા બચન અમિરસ પિજીયે;
સતસંગ સાર સુખ લીજીયે. સંત. ૧

સંત પારસ ચંદન બાવના,
કરે પ્રસ મિટે ભવ ભાવના;
તેહેને શિર નહી જમ દાવના. સંત. ૨

સંત ભમર કીટ કરે ખગહી,
નિજ મોક્ષ તણો ગ્રહે મગહી;
ડાઘ નહી કસો તેને જગહી. સંત. ૩

સતસંગ પ્રતાપ જે જાણસે,
શરણાંગત વૃત્તિ તે આણસે;
માહા મૂક્ત થઇ સુખ માણસે. સંત. ૪

પ્રતાપ મોટો છે સંતનો,
ફરી જાય અવેવ જંતનો;
તે તો જીવ હોયે ભગવંતનો. સંત. ૫

ગુરૂ કહે સેવા સંતની કરો,
સંત કહે ગુરૂ ચરણે વરો;
ગુરૂ સંતનકો મતો ખરો. સંત. ૬

શ્રીમત્ કુવેર પ્રતાપથી,
સંતની કરૂણા અમાપથી;
દાસનારણ છૂટે અદાપથી. સંત. ૭

## પદ. ૭

વસંત રૂતુ જે જાણશે,
કશ્યો મત નહી તે તાણશે. ટેક.

વયેવત જીવ જક્તાકાર છે,
વિપુ અનરથનો આધાર છે;
સમજે તે તહેની પાર છે, વસંત. ૧

વયે વર્જીત આત્મ રૂપનો,
જેહેને લક્ષ લાધ્યો એ સ્વરૂપનો;
સરવજ્ઞ મતો એ અરૂપનો, વસંત. ૨

અખિલ અસત ઉડાવીયે,
ઘુંમર ગુલાલ ગુમાવીયે;
કેશર સરે અરચાવીયે, વસંત. ૩

ઉડાવ્યો પ્રપંચ પતંગને,
તેણે રંગ વાધે નિજ અંગને;
તજે દેહ ભાવ ઉમંગને, વસંત. ૪

પ્રેમની પિચકારી હાથમાં,
સંત સખા લહે સુભ સાથમાં;
અરસ પરસ થાવો નિજ નાથમાં, વસંત. ૫

હરિ સરખો થઈ હરિને મળે,
ઇતનો કર્મ તે સરવે પળે;
જન્મ કર્મ દોષ સરવે ટળે, વસંત. ૬

વચે સ્વાન્તિ તણું સુખ સાર છે,
અવચે કરે તે અવતાર છે;
શરણ તેહેના થકી જન પાર છે, વસંત. ૭

સત્ કુવેર ગુરૂ માહરા,
દાસનારણ ઝૂઝે ઝાહેરા;
ડર ભાગ્યા અંતર બાહેરા, વસંત. ૮

—: કક્કો. :—

( રાગ—દોહા. )

પ્રથમ વંદુ ગુરૂ પદરજ, ભજવા કેવલ પતિ ઇસ;
અક્ષર બત્રિસ વર્ણવુ, સમઝણય વસવા વીસ. ૧

અક્ષર. ૧ ( રાગ—ચોપાઇ. )

કકકા કરો ગુરૂ ચરણ નિવાસા,
જગ વહેવાર છોડી સબ આસા;
એહી જગ જાણો સુપનકી બાજી,
તાકુ દેખ ભયો કયૌ રાજી. ૧

અંતકાળ કોહુ કામ ન આવે,
રવિસુત જબ દોરી આવે;
છિન્ન છિન્ન ઘડી ઘડી ઘટતહે ભાઈ,
મૂઢ મતી કાહા દેહ ગમાઇ. ૨

ગુરૂ બીન ભોવન ચતુરદશ જાવે,
ભુગતત ફલ પીછે ભવકુ આવે;
તાતે કહત સબ સંત સમાસા,
કકકા કરો ગુરૂ ચરણુ નિવાસા. ૩

અક્ષર. ૨

ખખખા ખેપ કર્યે ગુરૂ પાવો,
જદપી મિલત ગુરૂ તબ નિજ ઠાવો;
ભૂમંડળ એક રવિનાં અનેકા,
ભેખ અનંત પ્રગટ ગુરૂ એકા. ૧

મરાલ મિલન ચાહત સબ કોઇ,
ગમન રમન રત ખગસુ હોઇ;
ઈસ વીધિ મીલતહી હંસ દેદારા,
પુરન કાંમ મન રમન પસારા ૨

સેવત ભેખ મિલત નિજ સંતા,
ભવદુઃખ ભંજન સુખકે નહી અંતા;
વિશિયાનંદ રત્ય પ્રીત્ય નસાવો.
ખખખા ખેપ કર્યે ગુરૂ પાવો. ૩

અક્ષર ૩

ગગ્ગા ગડયો સકલ સંસારા,
જઇ અટકયો ભવજલ બીનુપારા;

તામાંહી વિમલ ભયંકર ભારી,
આપ બલે તરી શકે કયો વારી. ૧

સતગુરૂ નાવ પ્રગટ જેહી પાવે,
બોજ સહિત ગ્રેહેતન બીનુ જાવે;
ગુરૂ કેવલ ચૈતન હે સ્વરૂપા,
સંત સહાયક ધર્યેહુ સ્વરૂપા. ૨

દિનકર ઉદયે અલુક નહી સૂઝે.
પ્રગટ પ્રભુકો અબુઝન ન બુઝે;
દ્રીગન રોગ દેખે દોષ અપારા,
ગગ્ગા ગડયો સકલ સંસારા. ૩

અક્ષર. ૪

ઘધ્ઘા ઘણા બસત અરી ઘરમાં,
કામ ક્રોધ મદ મચ્છર કરમાં;
ત્રષ્ના દહન કરત નિસવાસુર,
અનંગ પ્રબલ કરત અતી આતુર. ૧

એહી સમઝ રહત નિશદિનકો,
સમઝ નાં જાનહો તજીયાકો;
તજહુ અસુભ સુભકો કર સંગા,
ગુરૂ ચરનન રત્ય જગત્યે ઉતંગા, ૨

પુલકીત અંગ મ્રદુલ સુભ બેંનાં,
પ્રગટ સ્વરૂપ ગુરૂ જન સુખયેંનાં;
ગ્રહત મૂકત સજી ગુરૂપદ ઘરમાં,
ઘધ્ઘા ઘણા બસત અરી ઘરમાં. ૩

અક્ષર. ૫

નન્ના નાદની નરત નિશાંની,
સુરત અંકુર રહત ઉનમાંની;
નીરતત નેહ નાદસુ લાવો,
સ્થુલ સૂક્ષમ કારણ વેરાવો. ૧

મહાકાણકુ લ્યો નિજ સોધી,
તાપર પરમ બુધ્યકુ રોધી;
પરમકારણ પદ સોઇ સદ સાચા,
અંશ સંઘિત ઘટ ઘટહી સવાચા. ૨

હાલ હજુર હરદમ હલમલહી,
લહે નકો ગુરૂબીન ક્રુતા અંશ કલહી;
ઘટ પ્રત્યે પ્રસિદ્ધ અજબ ગતી જાંની,
નન્ના નાદની નરત નિશાંની. ૩

અક્ષર. ૬

ચચ્ચા ચૈતન દેવ ઉપાસો,
અખંડ હી વનમાં કરવો વાસો;
અખંડ ભોગ્ય તાંહાં અખંડ વિહારી,
અખંડ ખેલ અદ્ભૂત સમારી. ૧

અખંડ રાસ લીલા જેહી ગાવે,
બોહરૂ ભવસંકટ નહી આવે;
અનંતરૂપ ધરી ખેલ બનાયા,
સક્રુત અંસ નિજ હંસ બસાયા. ૨

તન સંઘિત ભયે તદવત રૂપા,
શરન ગ્રહો ગુરૂ પરમ અનુપા;

પરમગુરૂ નિજ લક્ષ પ્રકાસો,
ચચ્ચા ચેતન દેવ ઉપાસો, ૩

અક્ષર. ૭

છછ્છા છો પ્રભુ અકલ અનાદુ,
તુમ ગતી જ્ઞાનકો કરત નવાદુ;
સ્રષ્ટ રચી જબત્યે અબલગહી,
ફસે ઈત ફંદ, નિગમ ચહુ વગહી. ૧

વગ વિભક્તિ વિગત્ય કરી દાખુ,
સમઝત શ્રોત અગમ ગતી ભાખુ;
નિગમ નિરૂપ કરે જેહી વચને,
પ્રકૃતિ પુરૂષ બ્રહ્મ દ્રઢ કીયે સચને. ૨

બ્રહ્મ અકરતા કૃત દ્વૈતાઈ,
પ્રકૃતિ પુરૂષ ઉત્પન્ન કીનું કાઇ;
તેહી કરતાકી ખોજ ખલકમે,
પ્રગટ પરમગુરૂ એહી કલપમે.

રજતજ ઈંડ કટાક્ષ અબાદુ,
છછ્છા છો પ્રભુ અકલ અનાદુ. ૩

અક્ષર. ૮

જજ્જા જુગલચરન ચિત ધરના,
પરમગુરૂ પાદુ કમલ અઘહરના;
ચરન કમલ રજકો મહિમાય,
શારદ શેષ ફની પારન પાયે. ૧

અજ ઉમયાપતિ શ્રીપતિ દેવા,
સુર સુરપાત વંદે પદ સેવા;

લઘુ બુદ્ધિ જીવ લહત લઘુ પદકુ,
આંન્યદેવ સેવત તન મનકુ. ૨

ગુરૂપદ અમોઘ મુકત જન ગ્રહહી,
અર્થીઅર્થી જીવ પામર ન લહહી;
ગુરૂ ધ્યાન ઉરમે દ્રઢ કરના,
જજ્જા જુગલ ચરન ચિત ધરના. ૩

અક્ષર. ૯

ઝઝ્ઝા જાહેર કહત પોકારી,
મનુતન વેશ ધર્યો હે મોરારી;
નગર સારસ સુભ સ્થાન અનુપા,
અકલ સ્વરૂપ હોઇ રહે અબુધતા. ૧

જ્ઞાનાનંદ કંદ જગકે કરતા,
જનકે કઠીન કલીમલ અઘ હરતા;
આખલાનંદ ખીલે જન કારન,
અધમ જીવ ભવ સિંધુ ઉતારન. ૨

અનેક જીવ ભવત્યે કીયે પારા,
ધન્ય કેવલ મનુજ અવતારા;
અહો જન શરન ગ્રહો નરનારી,
ઝઝ્ઝા જાહેર કહત પોકારી. ૩

અક્ષર. ૧૦

નન્ના નિરભે ગુરૂ પદ દેખ્યા,
ઓર સકલ પરપંચહી પેખ્યા;
ગુરૂ કેવલ કરૂણામયે કરતા,
ગ્રહેહુ શરણુ અગણિત અઘ હરતા. ૧

અસંખ્ય જીવ જીનું પાર પઠાયે.
સુનેહુ સજ સજસ અસ ધરી આયે;
બીનુ અસ રસ કાહુ નહી પયેઉ,
જીવા જહાંન સદપદ બીનુ ગયેઉ. ૨

પાવઇ પ્રિત્ય કીસ વિધ્ય જાંને,
ત્રિયા પુરૂષ એકુ નહી ભાંને;
પાઇ અરસ પુરૂષ એક પેખ્યા,
નન્ના નિરભે ગુરૂ પદ દેખ્યા. ૩

અક્ષર. ૧૧

ટટ્ટા ટેક ઉનકી ગ્રહી લીની,
પતિવ્રતા નાર પિયુસે રંગભીની;
પિયાહે વા મંદ અભાગી,
પતિવ્રતા પિયુસે અનુરાગી. ૧

સંત સજન ત્રિયા પિયા ગુરૂ દેવા,
મન મનોરથ તજી સજે પદ સેવા;
અનિન આસ રત્ય પ્રિત્ય ગુરૂ ચરનાં,
નિશદિન બદન અશરન શરનાં. ૨

અનલહી ઈંડ છોડે રહી ગગનાં,
સુલઝત ઈંડ બાલ જાઇ મીલે સદનાં;
શ્રીમત્ કુવેર સુખસાગર ચીની,
ટટ્ટા ટેક ઉનકી ગ્રહી લીની. ૩

અક્ષર. ૧૨

ઠઠ્ઠા ઠરો નિજ ચરન નિવાસી,
મત ભરમો તિરથાદીક કાસી;

એહી સબ ભરમ ભૂલે મત ફરહો,
ઉદે રવિ રૂજની દ્રીગન મીચ કરહો. ૧

અજા કંઠ પયોધર પયે નાંહી,
બિનહુ શરન સતગુરૂ સુખ કાંહી;
નભ સબ માંહી સતંતર વ્યાપિ,
બનત ચેંન સુખ પ્રગટ અમાપિ. ૨

મહા અગ્નિ વ્યાપક નિજ પેખો,
તાઇ સુખ કછુ લેશ ન દેખો;
દ્રષ્ટાંત ચુગલકે કરહો સમાસી,
ઠહ્યા ઠરો નિજ ચરન નિવાસી. ૩

અક્ષર. ૧૩

ડહ્યા ડાહણી બહુ ઘર માંહી,
સુમતિ સુચિત વિત સબ ઘર ખાંહી;
ત્રાહ્ય ત્રાહ્ય ઉનસે ડર ભાગા,
રવિસુત ચેરા શિરપર જાગા. ૧

તા કારણ ફીરૂ દેશ વિદેશા,
ઉબારન હારનકો પુરૂસ નરેશા;
ધામ ચતુર પેખ્યા વિધવિધસે,
નિગમ શાસ્ત્ર ઇતિહાસ સબનસે. ૨

ખટ દરશન સબ પંથહી સોધે,
તામે નહિ કોઇ મનકુ પ્રમોધે;
ચાહન વિત હરન સબ તાંહી,
ડહ્યા ડાહણી બહુ ઘર માંહી. ૩

## અક્ષર. ૧૪

ઢઢ્ઢા ઢાહી કર્મ કોટ કીયે મેદાંના,
સદ્ગુરૂ શબ્દકા પાયા પરમાંના;
સંત દોતિયા દીયેહુ પઠાઇ,
મમ અંસ ભવ માંહી મહા દુઃખ પાઇ. ૧

કર્મહી કાંડી ભાંડ ભયે નિગમ,
તામે રચે પચે નહી કછુ ગતિ અગમ;
અદ્વૈતાનંદ દ્વૈત વિપુ ધારી,
ઉદભવ કીયે અંસ લીયે ઉબારી. ૨

ચંદ્ર વદન પર શબ્દ બિરાજે,
શ્રીમત્ કુવેર વીપુ મન મથ લાજે;
શબ્દ ટંકશાલ બચન નીરખાંના,
ઢઢ્ઢા ઢાહી કર્મ કોટ કીયે મેદાંના. ૩

## અક્ષર. ૧૫

રેણા રણ છૂટયો ચોરાસી,
નિજાનંદ ગુરૂ મિલ્યે અવિન્યાસી;
પાયે આનંદ કંદ ફંદ સબ તોડયા,
અનુભવાનંદ ગુરૂસે ચિત જોડયા. ૧

જનમમરણ સંશે ભયે ભાગા,
ચરન કમલ પ્રગટે અનુરાગા;
ગુરૂ સમ ઓર નહી કોહુ દાતા,
જનકુ મોક્ષ દેત સાક્ષાતા. ૨

ગુરૂ કામધેન કલ્પતરૂ ચિંતામણિ,
બુદ્ધિ ઉચિષ્ટ મોઇ ગ્યમ ગાથા ભણી;

સ્વામી શરણુ આયો બ્રદ તુમ જાસી,
રેણા રણુ છૂટયો ચોરાસી. ૩

અક્ષર. ૧૬

તત્તા ત્રિલોકનકે પ્રભુ નાથા,
અરૂપ અવ્યક્ત સો ભયે સાક્ષાતા;
નિજપતિ ભોવન જગત મગ ભૂલ્યે,
તનો અસમી અસરસ માંહી ઝુલ્યે. ૧

તેહી મગ પ્રસિદ્ધ કીયેહુ જગમાંહી,
પઠયે પુરાતન પતિ જીવ તાંહી;
તેહી કારણુ કરતા પાઉ ધારે,
ભયેહુ શરણુ સબ તાઇકુ ઉબારે ૨

ખિલહી કમલ રવિ ઉદયે પ્રકાશા,
કમોદની વિમુખ ભઇ ન અવિકાશા;
વિમુખી વિરોધ પુલકીત સંત સાથા,
તત્તા ત્રિલોકનકે પ્રભુ નાથા. ૩

અક્ષર. ૧૭

થથ્થા થાહ સબહી અથાહ ગુરૂ દેવા,
અજભવ શ્રીપતિ વંદે પદ સેવા;
સુનકાદીક નારદ મૂનિ વ્યાસ,
યોગેશ્વર દતાત્રિ ફની કરે ગુરૂ આસ. ૪

રામકૃષ્ણુ અવતાર ઇસ પુરન,
તજી અહંમેવ નિશદિન ગુરૂ વંદન;
દેવ સકલ ચરન અનુરાગિ,
નિજાનંદ પદ પાય બડભાગી. ૨

મનમુખી મહિમા ગુરૂકી નવ જાંને,
વેદ વિટંડ ડંભ શાસ્ત્રહી માંને;
જન્મ ગમાયો પાયો નહિ સુધ્ય લેવા,
થથ્થા થાહ સબહી અથાહ ગુરૂ દેવા. ૩

અક્ષર. ૧૮

દદ્દા દુર્લભ ત્રિયે દેવ સકલકુ,
લિલા વીપુ વેશ ધર્યે જીન જીનકુ;
યોગ અષ્ટાંગ સિદ્ધિ નવનિધિ સાધે,
પઢે નિગમ ખટશાસ્ત્ર આરાધે. ૧

ગ્રહસ્ત પ્રસવાંન બ્રહ્મચરજ સંન્યાસી,
આંન્ય ભેખ એનંત ધર્યે બહુરાસી;
તજી ગ્રેહે ગવન રમન વનમાંહી,
સ્નાન સલિતા તજી અનેક ફ્લ ખાંહી. ૨

એહી વિધિ કષ્ટ કરતહી અપારા,
બિનુ જાગ્રત સુપ્ને ન દેદારા;
સો પ્રભુ મિલ્યે મોઉ સેહેજ સેવનકુ,
દદ્દા દુર્લભ ત્રિયે દેવ સકલકુ. ૩

અક્ષર. ૧૯

ધધ્ધા ધન્ય ધન્ય ગુરૂ સ્વામી,
પ્રાણનાથ પ્રભુ અંતરજામી;
અખિલ ધામ પતિ અતિ ગતિવંતુ,
દેવાધિદેવ પ્રભુ સંત કે મહંતુ. ૧

સરલ સુભાવ ચહાવ ચીત માંહી,
ઉદયે અંસ કીયે જીનુ લેઈ જાવું તાંહી;

ભૂલેહુ ભોવન સદ સદન ન પાવા,
નિજપતિ આપ કોઇકુ નહિ ઠાવા. ૨

તેહી ઠાવા ઠસે રસ ગુરૂ બોધે,
અનુભવ અખંડ વિલોકન રોધે;
જ્ઞાન ભકિત વૈરાગ રહે જામી,
ધધ્ધા ધન્ય ધન્ય ગુરૂ સ્વામી. ૩

અક્ષર. ૨૦

નન્ના નયેતિ કરી નિગમ પોકારે,
ત્રધા પ્રકારહી શબ્દ ઉચ્ચારે;
વર્ણાશ્રમ ધર્મ કર્મ કાંડ કહેઉ,
વિધિ વચન વાયક ઉર લહેઉ. ૧

ત્રિયે ગુન દેવ સનમાંના,
અજ ઉપાસન એહી બખાંના;
તત્વ મસ્યાદિ પદ સદ જોઇ,
સર્વાત્મા આતમ બ્રહ્મ સોઇ. ૨

એક અનંત અનંત મિલિ એકા,
જ્ઞાનકાંડ એહ વિધિ વિવેકા;
નિજપદ સતશબ્દ ઉનત્યે ન્યારે,
નન્ના નયેતિ કરી નિગમે પોકારે. ૩

અક્ષર. ૨૧

પપ્પા પ્રગટ પ્રભુ ગુરૂરાયા,
નિગમ નેતિ જ્યમ નહિ કરી ગાયા;
મનુતન ધરી સો વિચરે જનસંગા;
વિવિધિ વિલાસ હાસ નેહતે સંગા. ૧

અનુભવ અગમ સુગમ સુખ જનકુ,
અનંત બોધ સંશે નહિ મનકુ;
અરૂણઉદયે અંધકાર નવ રહહી,
ગુરૂ સુર દુતિયો તિમર અઘ નસહી. ૨

નેત્ર વિના સુર સુખ નહિ આપે,
ભક્તિ અસક રસે નહિ ધ્રાપે;
પુરન ભાયગ શરન એહી પાયા,
પપ્પા પ્રગટ પ્રભુ ગુરૂ રાયા. ૩

અક્ષર. ૨૨

ફફ્ફા ફૂલ ફૂલ્યો નહી જબહી,
વૃક્ષ સનેહ રખે પુની તબહી;
બજબ ફૂલે ત દેત છિટકાઈ,
ઉનમદ ફૂલ્યો ગુરૂપાસ ન સહાઇ. ૧

અનિન કલીકલ સમઝે કોઇ,
મહંત મનોરથ હરે ગ્યમ કોઇ;
વણિક દ્રવ્ય વિપુ કોરમ સંકોચન,
અનિન આસ પદરજ ખટગુણ મોચન, ૨

આપોપુ અરપણ ગુરૂ ચરણયે,
તો નિજ આપુ દેખાડે નરણયે;
સો આપા દેખે ફીરી તબહી,
ફફ્ફા ફૂલ ફૂલ્યો નહિ જબહી. ૩

અક્ષર. ૨૩

બબ્બા બેર બેર જયો બલિહારી,
પરમ કૃપાલ કુવેર પરવારી;

મંગલ કરન હરન અઘ જગકે,
નિયંતા નિરાકરણ પતિપદ સદકે. ૧

અહો જય અકલ સકલ સુખકારી,
કરહો કૃપા પ્રભુ શરન તુમારી;
યાહા જગ દેખી ત્રાસ મન પાયો,
ત્રાહ ચહુદસ અનલ જરાયો. ૨

સૂનિયો અરજ પ્રભુ અનિન અપત્યકી,
મેટો ત્રાસ ફાંસી યા જગતકી;
હરહો કઠીન કલીમલ મનધારી,
બબ્બા બેર બેર જયૌ બલિહારી. ૩

અક્ષર ૨૪

ભભ્ભા ભકિત શ્રેષ્ટ સબહીત્યે,
અખંડાનંદ પ્રભુ વશ હોય જીનત્યે;
તાતે ચહો જો હરિ રિઝાવન,
પદવંદન સેવા અતિ પાવન, ૧

ભક્તિ લાભ હોય સત સંગસુ,
સ્રવણુ મનન નિજ લક્ષ ગુરૂસુ;
શબ્દ સુધારસ પાન જે કરહી,
અન અયાસ ભવસિંધુ તરહી. ૨

ભકિત હેત સતસંગહી કીજે,
પ્રેમ સહિત પ્રભુ જન પર રીઝે;
ભક્તિ લક્ષ જાંહાં પક્ષ નહિ પ્રીતે,
ભભ્ભા ભકિત શ્રેષ્ટ સબહીત્યે. ૩

અક્ષર. ૨૫

મમ્મા મનોરથ પુરણ યાતે,
શ્રીમત્ કુવેર ગુરૂ શિર મમ જાતે;
મહેરબાન જબહી ગુરૂ ભયેઉ,
ભવ બંધન સંકટ સબ ગયેઉ. ૧

જકત બંધસે મૂક્તાહી કીના,
ધન્ય ધન્ય મોઇ ભાયગ સદીના,
ધન્ય યાહા સમયે સકલ મનુ તનકુ,
તન મન અરપિ શરન રહે જીનકુ. ૨

દિન સપરમો સુખ સબહીકા,
છુદ્ર ભોગ સબ લાગત ફીકા;
ભજનાનંદ સુખ ચરન પ્રતાપે,
મમ્મા મનોરથ પુરણ યાતે. ૩

અક્ષર. ૨૬

ચચ્ચા અલોકિક અકથ કહાંની,
કરેહુ કૃપા ગુરૂ તબ મોઇ જાંની;
બચન વિજ્ઞાંન બાંની નિરબાંના,
બાંન બંધ કીયે ફલા મકાંના. ૧

અષ્ટાદશ ખટ ચતુરહી બંધન,
એ સબ પ્રકૃતિ પુરૂસપર રંજન;
દુતિયો ભાસ નાસ વિધિ વચના,
શ્રીસુખ બચન કહયે દ્રઢ સચના. ૨

એ સબ બચન વિલોકયા મનસુ,
સતગુરૂ શબ્દ ભિંન હે તનસુ;

સર્વાતિત સતગુરૂકી બાંની,
ચચ્ચા અલોકિક અકથ કહયાંની. ૩

અક્ષર. ૨૭

રેરા રંગી રસિક અતિ પ્યારે,
સોહાગી ખેલ બનાયે સારે;
ખેલ વિવિધિ વિધ્ય સહુ વગવગસુ,
લક્ષ ચોરાસી ભિન ભયે તનસુ. ૧

ભયેહુ ભિંન જબી તબકે અબસુ,
ભૂલયેહુ ભોવન નિજપતિ ગતિ અંસુ;
તબહી કાયમ કરૂણાકર પેખ્યા,
શરનન આયે તબ અબ નહિ દેખ્યા; ૨

તબ નિજપતિ કીયેહુ વિચારા,
ધરી મનુતન અંસ કરૂ ભવપારા;
કૃપાસિંધુ નિજ કુવેર સધારે,
રેરા રંગી રસિક અતિ પ્યારે. ૩

અક્ષર. ૨૮

લલ્લા લક્ષવંત સો અલક્ષ પ્રભુ ભયેઉ,
દિવ્ય તનુ તેજ અરૂણ લજવયેઉ;
અનંત અનંગ છબી જબી વિપુ ધારે.
કરહુ બરનન કેહી વિધિ બુદ્ધિ હારે. ૧

દ્રીગન દરસે રવિકો નિજરૂપા,
પ્રેરત અંસ આંખ્ય ભયેહુ સચેતા;
તિમ મોઇ દ્રીગન અરૂણ આપ રૂપા,
કરૂણાઅંશ દેહો ગાઉ યશાહી અનુપા. ૨

કુકન ગહન ઘાહા ત્રિયે વિધિ બાજા,
અહત ખેલી જબ નિકસે અવાજા;
સકલ જીવ જડ ચેતન થયેઉ,
લલ્લા લક્ષવત સો અલક્ષ પ્રભુ ભયેઉ. ૯

અક્ષર. ૨૯

વવ્વા વેશ લાયે મહા સુઘડ સોહાગી,
શરણુ ખલક સબ ભઈ અનુરાગી;
મહા મંગલ મનોરથ પુરે મનકે,
ભયેહુ કતાર્થ ક્રત સંતજનકે. ૧

ખટ રિપુ ગુન ત્રીયે તાપ ત્રિવેધી,
સૃષ્ટિ સકલ જીવ લીયે તિનુ વેધી;
સોહી રિપુ ડર સૂનિ શબ્દહી ભાગે,
નિજ કરતા અંશ આતમ જાગે. ૨

વરસે ઘન ઉગે બીજ અવન્ય અંકુરા,
પ્રસે પ્રભુ પ્રગટ આત્મ સફુરા;
જેહ જીનું જીવન મિલત ઉગે જાગી,
વવ્વા વેશ લાયે મહા સુઘડ સોહાગી. ૩

અક્ષર. ૩૦

સસ્સા સિરગુણ નિરગુણ દોઇ પક્ષા,
તાતે વરજીત સતગુરૂકી દિક્ષા;
શ્રષ્ટિ સિરગુણ તનુવત સબ બાજા,
નિરગુણ નભવત હોત અવાજા. ૧

નભ વાજુ જડ જુગલ સદાઇ,
ખેલી ખ્યાલ ચૈતન કરતાઇ;

સોઇ ખેલી ખુદ માલિક સાંઈ,
સિરગુણ નિરગુણ જડ ચેતન કરાંઇ. ૨

સોઈ ગમ ગતિ જુગમે નાં કોહુ પાયે,
નિજ કરતા કુલ આપ પઠાયે;
કુવેર કરૂણા કરી લાયે નીજ લક્ષ,
સસ્સા સિરગુણ નિરગુણ દોઇ પક્ષ. ૩

મક્ષર. ૩૧

ષખ્ખા ખોજી શબ્દ શરણ જેહી આયે,
દેઇ નિજ લક્ષ અલખમે પઠાયે;
વિવિધિ વિગત્ય ગતી અચલ સહાઇ,
શરણ સુખ મુખ મોપે બરન્યો ન જાઇ. ૧

ભખત મિસરી મૂગો ભયેહુ આનંદુ,
દુસરો ન જાંને કોહુ મનમાં વીસંદુ;
ચરણકમલ સુખ લહે કોઈ સંતા,
ગતી જીનું ઉગ્ર સબંધ કીયે તંતા. ૨

ભયેહુ સબંધ સતગુરૂકી સાથા,
પાયેહુ મોક્ષપદ સદ સાક્ષાતા;
ગુરૂ પરસાદ પરમગત્ય પાયે,
ષખ્ખા ખોજી શબ્દ શરણ જેહી આયે. ૩

અક્ષર. ૩૨

શશ્શા સંપુરણ કળા ગુરૂ સ્વામી,
વિભૂતિ વિશેષ જીનું કહ્યે બહુનામી;
સોઇ જુગદિશ ધીસ પતિ સબકે,
બ્રહ્માંડ અનંત ઉતપન જીનું પલકે. ૧

તેહી કરતા કાયમ કુલ આદુ,
ધરી મનુતન જન કરહી સંવાદુ;
કૃતવહી પંથ યાહા જુગમાંહી,
ઘેર લીયે સબ ભયે ઉરઆંહી. ૨

તેહી મગ બંધન સબ જીવ ભયેઉ,
કરી ટહંકાર શબદ સુનવયેઉ;
સુન્યેહુ શબદ સત ભયેહુ વિરામી,
શશ્શા સંપુરણ કળા ગુરૂ સ્વામી. ૩

અક્ષર. ૩૩

હેહા હસ્તાંમલ કીજે હરિકી સાથા,
સકલ નાથનકે એહી નિજ નાથા;
નાથ ચતુરદશ તબક ચરાચર,
સોઈ નિજ નાથ રહે હે પરાપર. ૧

તેહી નિજ ખોજ ખલકકી માંહી,
લાયે કુવેર કરૂણાનિધ સાંઇ;
અનેક શરણ લીયે જીવ પ્રતિપાલ,
શ્રીમત્ કુવેર જય પરમ કૃપાલ. ૨

ધન્ય ધન્ય જગતગુરૂ જગદિશુ,
ભટ પંડિત જ્ઞાનિ ભયે શિશુ;
ભયેહુ શિષ શરણાંગત તાતા,
હેહા હસ્તામલ કીજે હરિકી સાથા. ૩

સવંત અઢાર પુનિ શાલ નવાંણુ,
માસ ભાદ્રપદ તિથિ સપ્તમિ બખાંણુ;
રવિવાર રસ અક્ષર બરણ્યા,
શ્રીમત્ કુવેર ગુરૂ પરમકી શરણા. ૧

દોહા.

ઇતિ સંપુરણ અક્ષર ભયે, સમસ્ત બોધ ગતીરાય;
ગુરૂ ઉપાસન લક્ષ મત, ત્યાગ ભક્તિ દરશાય. ૧
તેહી દરશાવન સતગુરૂ, શ્રીમત્ કુવેર સતનામ;
નારણદાસ નિરભે ભયે, કરી ચરણ વિશ્રામ. ૨

## -: ગુરૂ મહિમા. :-

પ્રથમ પરમગુરૂને નમુ, દીયે કર્તા સબંધી જ્ઞાન;
આપનપુ પતિ જાણકે, તજે જક્ત અભિમાન. ૧
જગ બંધન અતિ જનકુ, તન મન કીયે બેહાલ;
મહા વિકટ કળીકાળમાં, પ્રગટે દીન દયાલ. ૨
અનંત બ્રહ્માંડકી વિભુવીત, પ્રગટ ચીન સંજુક્ત;
ધન્ય પરમગુરૂ પોમીપર, અંસ કરનકુ મુક્ત. ૩

(છંદઃ-મોતી દામ)

પતિ પદ પરમગુરૂ એકમેક.
સમઝે જે સંત એ મોટો વિવેક. ૪

અકળ કળા ન કળે કોઇ જંત,
એવી ગતી પરમગુરૂની અનંત. ૫

અનંત બ્રહ્માંડાધીસ કહાવે,
તેનો લક્ષ પરમગુરૂ યાંહાં લાવે. ૬

સરવાતિત સરવેશ્વર સ્વાંમી,
તેનો લક્ષ દેવાને કોક કદાંમી. ૭

નિગમ નયેતિ કહે નિરધાર,
સામાન્ય જીવન જાણે સંસાર. ૮

રચ્યો જેણે જક્ત સકલ પસાર,
જોયે જમ તમ દેત તાંહાં આહાર. ૯
એવા સુખ દાયક લાયક સ્વામી,
તહેને ન ભજાવે ભરી કોઇ હામી. ૧૦
હિંમત વિના જો હામી ભરી જે,
શરણે આવે તહેને તે શું પદ દીજે. ૧૧
એવા ગુરૂ ઠગ ઠગે સહુ લોક,
પતિપદ સાચુ લહ્યા વિના ફોક, ૧૨
પતિપદ પરમગુરૂ એક જાંણે,
ભવેલાં પદારથ સહુ વખાંણે. ૧૩
ભવેલાં ને જે કોઈ કહે ભગવંત,
એવા ગુરૂ બાદલ સંત અનંત. ૧૪
પરમગુરૂ નિજ પતિના વેતા,
ભુલાયા જીવ કીયા તે સચેતા. ૧૫
પતિપદ દરશાવે દિવ્ય નેંન,
દેખાડે સરવ અંસાંનુ ચેંન. ૧૬
કરે અંસ પોતાને ઘેર નિવાસ,
એવા ગુરૂ જ્ઞાન ગતિનો પ્રકાસ. ૧૭
એવા ગતિયાર ગુરૂને જે પૂજે,
તેના ઘટ માંહી ગતી બહુ સુજે. ૧૮
અનુભવાનંદ આનંદનો કંદ,
સંશે ભ્રમ સંકટ ટાળે ફંદ. ૧૯
ગુરૂ હમાહુ છાંયા ક્રિપા પસારે,
કર્તા શરણે સુખ દે દુઃખ નિવારે. ૨૦
એવા ગુરૂ જાણી કર્યો વિસવાસ,
મોટા મૂનિ ચરણુ કરે છે નિવાસ. ૨૧

અજભવ શ્રીપતિ સુર સમેત,
લહે સુખ સુનકાદિક થઈ વેત. ૨૨

શંકર દત્ત કપિલહી વ્યાસ,
મહિમા કરે નારદ ગુરૂ પ્રકાસ. ૨૩

સારદ શેષ વખાંણે વેદ,
ગુરૂ વચનારથનો અતિ ભેદ. ૨૪

માંને જગ ઈશ દશુ અવતાર,
રહે નિજ ગુરૂ તણે આધાર. ૨૫

પામ્યા ઇશતા ગુરૂ ક્રિયા જો પાઇ,
બીનુ કિરપા જગ જીવ સરાઇ. ૨૬

ગુરૂ સામ્રથ સબે સુખદાતા,
આવે શરણે તેને કરે ગતીમાતા. ૨૭

પીયે રસ પુરણ અંસ છેકતુ,
રહે હજુરી અંસ થઇ બડવેતુ. ૨૮

પોખે વિત પરમગુરૂ હેત આંણી,
મેલાવે પતિ પદ દે નિરવાંણી. ૨૯

ગુરૂ પદ પ્રૌઢ પ્રચંડ પ્રતક્ષ,
પાંમે નિજ કેવલ મોક્ષ કે દક્ષ. ૩૦

ગતી ચકવે અનુભવ અનાદુ,
લઘુ જીવકો જાણે વાદ વિવાદુ. ૩૧

ગુરૂપદ મોટું અમોઘ અમુલ્ય,
આવે નહી કોઇ ગુરૂ સમતુલ્ય. ૩૨

વૈશ્નવ કોટિ અનંત અનેક,
તેને શિર શોભે ગુરૂ પદ એક. ૩૩

ગુરૂ ગુરૂ જહાં તહાં સૌ કોઇ કહે છે,
ચાર પ્રકારે ગુરૂ પદ રહે છે. ૩૪

મોક્ષ ગુરૂ પદ મોક્ષ બતાવે,
પદારથમે જીવકુ વિલમાવે. ૩૫
ગુરૂપદ દેવ બતાવે પ્રતક્ષ,
દરશાવી દેહમાં આપે તેહી દક્ષ. ૩૬
સતગુરૂ સત્ બતાવે જે અંશ;
નરણે કરી જુવે કર્તાકો વંશ. ૩૭
તેહી અંસ આપનપુ તબ જાણે,
જબી સતગુરૂ તેહી પરમાંણે. ૩૮
જેનો અંસ તાંહી મેળાપ કરાવે,
અંસી પદમાં એકતા કરવાવે. ૩૯
અંસી પદ કેવલ એકસ મેવા,
આયે તેનો લક્ષ પરમગુરૂ દેવા. ૪૦
પરમગુરૂ પરમ પતિ કે પ્યારા,
મિલે ગ્રભ સંકટથી કરે ન્યારા. ૪૧
એવા ગુરૂ આનંદ મહા સુખકારી,
પર ઉપગાર કરન દેહ ધારી. ૪૨
દિવ્યરૂપ સુંદીર શોભા રશાળ,
ઘનશ્યામ મુરત મહા વિશાળ. ૪૩
પદપકંજ અલી અંસ શોભે,
લેતાં મુકરંદ મનો જહી થોભે. ૪૪
અસંખ્ય અંસ કરે જહાં નિવાસ,
શરણે આવે જે તેનો થાય સમાસ. ૪૫
ફરી ગ્રભ સંકટ તે નવ પાંમે,
સાચે દલે આવે મહા દુઃખ વાંમે. ૪૬
એવો પદ પંકજનો પરતાપ,
મિલે પતિપદ લહે નિજ આપ. ૪૭

એવા સુખમાં જન ઝીલે અપારૂ,
અહોધન્ય જન જે પાંમે દેદારૂ. ૪૮

એવા જન ભાયગવાન ભવેતુ,
ભયે ભવમાં જેહી ભક્તિકે ખેતુ. ૪૯

ગુરૂ ઘન જ્ઞાંન સિંચે જળધારા,
પાકે પ્રભુતા વિધિ ગતિ અપારા. ૫૦

તેહી પ્રભુતા પદ પ્રૌઢ તે પદમી,
કર્તાકાર થઈ લહે સુખ કદમી. ૫૧

તેહી સુખના જે દાતા ગુરૂ પોતે,
ટળે જે અસુજ ગુરૂ મુખ જોતે. ૫૨

અરૂણ ઉદે અંધકુ નવ સુઝે,
બિનુ અંસ ભકિત પતિ નવ બુઝે; ૫૩

ભજાવે ગુરૂ તે પતિપદ વાચે,
લેવા તેહી લક્ષ રહો મન સાચે. ૫૪

સાચો સંબંધ સદા સુખકારી,
તન મન ધન ગુરૂપર વારી. ૫૫

મિથ્યાપદ દેતાં મહાપદ પાવે,
થઇ શરણે રહે ભકિત કે દાવે. ૫૬

ગુરૂ તુમ વિના નહિ કોઈ મહારૂ,
લગ્યું કાળ માયા તણું બહુ લહારૂ. ૫૭

તેથી દુ;ખ પામ્યો અઘાદ અપારૂ,
કુણ કરે સહાય નહિ કોઇ મહારૂ. ૫૮

કામ ક્રોધ લોભ મહાબડ ભૂપ,
ઈંદ્રિ ગુણ અંતસ શત્રુ જનુપ. ૫૯

એહી સબ શત્રુ વેધે તન મારૂ,
કરે છે બેહાલ નહિ સુખ સારૂ. ૬૦

ત્રાહે ત્રાહે પોકારૂછું પતિકુ,
સૂણો ધણી અરજ એ દુઃખ સતિકુ, ૬૧
હોય પતિવ્રતા તો પતિને લાજ,
વિટંડીને સુખ ન મળે સમાજ. ૬૨
એવા ગુરૂ ચરણ તણો ઉપાશી,
સુખે પદ પાંમે કર્તા અવિનાશી. ૬૩
ગુરૂ તે કર્તામાં નહિ ભિન્ન ભાવ,
નિશ્ચે નિજ જન તણો એહી દાવ. ૬૪
પ્રીતે પિવે પાવ ગુરૂના પખાળી,
તેનું હરદે શુદ્ધ થાય અજવાળી. ૬૫
તિરથ અનેક તણું ફળ આવે,
પ્રસાદી પ્રીત કરીને જે પાવે. ૬૬
પુંજે પ્રીત કરી ગુરૂજીના પાય,
ચતુદર્શ દેવ પુજા ફળ થાય. ૬૭
ગુરૂ સેવા માંનસી શુદ્ધ કરીજે,
વિધિ સંજુકતહી ધ્યાન ધરીજે. ૬૭
જેનો શુદ્ધ ગુરૂ વિષેછે ભાવ,
તેને શિર જમ તણો નહિ દાવ. ૬૯
યથા યુક્ત સૂઝે કરે ગુરૂ સેવા,
કર્તા શરણે જઇ લહે સુખ મેવા. ૭૦
ભજન કરે ગુરૂનું ચિત લાઇ,
ઇચ્છામન વંછિત તે ફળ પાઇ, ૭૧
વચન ગુરૂકો કબુ નવ લોપે.
તેનો મહિમા જગમાં બહુ ઓપે. ૭૨
વિરોધી વચન બોલે ગુરૂ આગે,
હુઅનાત પાપ આવી સબ પાગે. ૭૩

લોપે મુરજાદ ગુરૂની જે શિશ,
તેને શિર સ્વામી નહી અનઇશ. ૭૪
એને કોઈ દુઃખ દે મહાભારી,
છોડાવે તેને કુણ દયા દલ ધારી. ૭૫
કરે ગુરૂ નિંદા સૂણે દેઇ કાંન,
નિચ પદવી પાય દે ન કોઈ માંન. ૭૬
ગુરૂ સંગથી વિછડે જન જેહ,
ગયે ધરાબોળ આવે નહિ છેહ. ૭૭
ફરે ન ઘરો ભૂકંપે ક્રપધારી,
લગે ભાર શેષ સહન અપારી. ૭૮
તેનું મુખ દીઠે લગે બહુ દોષ,
હરિગુરૂ સંત કરે તિનું રોષ. ૭૯
મહાક્રુપ કરી દેવ જમ ત્રાસ,
છોડાવે તેને કુણ થાય નિરાસ. ૮૦
તેની સાખ્ય સંમત જુવો પુરાંણે,
પૂછો સતશાસ્ત્ર નિગમ નરાંણે. ૮૧
વદે વસુધામાં ભયે જન જેતા,
ગુરૂ બિના મોક્ષ નહી કહે વેતા. ૮૨
તનમન ધન જે શિશ સમરપે,
પોતા તરફ રાખે ન સૌ સુખ અરપે, ૮૩
એવો અધિકાર ધરે જન જેહી,
પાંમે પદ કૈવલ મોક્ષ સદેહી. ૮૪
એવા પ્રતાપિ જે ગુરૂ ગતિવંતા,
તેને તજી જીવ લહે નહિ અંતા. ૮૫
પાંમ્યો મુનપા દેહ માંઘો મહા અમૂલ્ય,
કુણ કુમત્ય આવી તુજ ભૂલ્ય. ૮૬

ફરી દાવ આવો કબુ નહિ આવે,
ચૂકે ગુરૂથી જમપુરહી જાવે. ૮૭

જઇ જમપુર કરે તહાં વાસ,
સહે મહાસંકટ ગ્રભ નિવાસ. ૮૮

કહુ કેટલી તુજ મુરખ પ્રાણી,
જાને શરણે ગુરૂ શું હેત આંણી. ૮૯

તન મન ધન સમરપીને રહેવું,
ગુરૂ કશોટિ દે તે સરવે સહેવું. ૯૦

સહિ કશોટિ સુખ પાંમ્યા અપારૂ,
અહો જન ધન્ય એવા અધિકારૂ. ૯૧

તેનો યશ જહાં તહાં સો કોઇ ગાસે,
જેને હરદે ગુરૂ કરે જો પ્રકાસે. ૯૨

ગુરૂ સેવામાં ચૂકે ચૂક પડાવે,
તેને ઠોર ઠેકાણે કુણ ઠરાવે. ૯૩

ભમે ભવમાં ભમતો ભૂરભાવે,
સુખે નહિ પાંમે ખખે કાળ દાવે. ૯૪

જેને માથે કાળ તણો ભય ભારી,
તેને ગુરૂભકિત લગે નહિ પ્યારી. ૯૫

એને ગુરૂ કેમ કરે પ્રતિપાળ,
દયાળુ ઘણા પણ દે મુખ કાળ. ૯૬

ગુરૂ પાસે બેસે નહિ સ્થિર થાઇ,
વ્રતિ વિલમે જહાં અનાહુત પાઈ. ૯૭

અનરથ અરથ કમાયો કુટિલ,
ખોયો મનુષા દેહ માંઘો મહા સુશિલ. ૯૮

સાકુટકુ કેટલી કહુ શિક્ષા,
ગયો અધોગત બિનગુરૂ દિક્ષા. ૯૯

તદપિ ગુરૂ મહા પરમ દયાળુ,
લઇ શરણે સુખદેવ રસાળુ. ૧૦૦
એવા દયાળુ ગુરૂના ગુણ ગાતાં,
રહી જગમાં લહેજે સુખ માતાં. ૧૦૧
રિદ્ધિ સિદ્ધિ સુખ સંપત ન માગુ
ઇચ્છા પદ રજ ચરણ ચિત લાગુ. ૧૦૨
માગુ શુભ સેવા ભકિત પદ સાચુ,
એવો અધિકાર આવે એવું જાચુ. ૧૦૩
દિન બંધુ બંદી છોડ કહાવો,
મોઇ ગરિબ લગે તબ દાવો. ૧૦૪
એવા ગુરૂ જાંણી આવ્યોછું શરણ,
મિટો મહાદુઃખ જન્મ ને મરણ. ૧૦૫
મોઇ શિર શત્રુ અનેક ભેડહે,
વેધે તન જે કામ બાણ ગડેહે. ૧૦૬
તેમાં ચેંન કેમ પડે દુઃખ ભારી,
સ્વામિ શરણે લ્યો ગ્રહી બાંય મારી. ૧૦૭
તુમ સામ્રથ હરો દુઃખ મારૂ,
દાતા દિન બંધુ એ બ્રદ તમારૂ. ૧૦૮
છાયાકલ્પ વૃક્ષમે જે નર આવે,
ઇચ્છા મન વંછિત તે ફળ પાવે, ૧૦૯
પારસ પરસ રહે લોહ જાતી,
કહે કુણ પરસ નાંમ વિજાતી. ૧૧૦
દોહી કામ દુર્ગા ભુખ નવ ભાગી,
લજે નાંમ કાંમ કરે પદ પાગી. ૧૧૧
ચિંતામણિ ગ્રહી ઈચ્છાફળ આપે,
રહે ન દાલિદ્ર દુઃખ સર્વ કોપે. ૧૧૨

એથી અધિક પરમગુરૂ આપે,
મળ્યા જેને તેને ન દુઃખ અધાપે. ૧૧૩
પાંમે દુખ દાસ બટો બહુ બેસે,
ગ્રહી બાંય બ્રદ પાળો ગુરૂ યેસે. ૧૧૪
જોસો અપરાધ મારા મન ધારી,
છૂટુ ન કબુ કર્મ દોષ અપારી, ૧૧૫
ખુની ખુનકા ગુના દેતાં ન પાર,
કરો બક્ષિસ ગુરૂ શરણ તુમાર. ૧૧૬
લજે શરણો જો ઉગારો ન મોઇ,
અપત્ય અનિન દાસ ગુરૂ તોઈ. ૧૧૭
કરૂછુ સ્તુતિ મૂંગો મૂખ વાચે,
આઇ ગુરૂ શરણ પડયો દલ સાચે. ૧૧૮
દેખુ ન તુમ સમ ઓર ન કોઇ,
નાવ વાયસ વાત મમ જોઇ. ૧૧૯
ઠોર ઠરન અવર ન આશ,
જાવુ જહાં તહાં બંધન કે પાશ. ૧૨૦
પાશ છોડાવો સામ્રથ સ્વામિ,
શ્રીમત્ કુવેર ગુરૂકુ નમામિ. ૧૨૧
નમામિ જગતગુરૂ જગ ઇશ,
લહે મહિમા તેના ગુરૂ ધીશ. ૧૨૨
શ્રીમત્ કુવેર ગુરૂ ચક્રવર્તિ,
જ્ઞાન અમલ જુવે કોઇ નર્તિ. ૧૨૩
અમલ મોટો જે પામે અધિકારી,
તેની પ્રભુતા સબકુ લાગે પ્યારી. ૧૨૪
ગુરૂ શિર છત્ર બિરાજે જેને,
દમે કેમ કાળ માયા જગ તેને. ૧૨૫

પિડે ન પિશુ યક્ષ દાનવ દેવ,
સાચો પરમગુરૂ સાથે અહંમેવ. ૧૨૬
રાજા રંક ભૂત પિસાચ સમેત,
નવ ગ્રહ આદ્ય પનોતિ સહેત. ૧૨૭
ગુરૂ રિઝમાં સુખ સંપત્ત સર્વ,
વિમુખિ વિરોધી પાંમે ટળે ગર્વ. ૧૨૮
જેનું મદ સુદન નાંમ કહાવે,
ચઢયો મદ એકુ ન ગુરૂ રહાવે. ૧૨૯
ગુરૂ સામ્રથ શ્રીમત્ કુવેર,
નારણદાસ લહ્યો એ નવેર. ૧૩૦
જોયું નરણે કરી આ જુગ માંહી,
ગુરૂ બિના સત પદારથ નાંહી. ૧૩૧
એવું સત્ય જાણ માણે સુખ માતુ,
ગમે ન તેને વિશયાનંદ નાતુ. ૧૩૨
સાચો સબંધ ગુરૂ શુદ્ધ જોડે,
કુરે જ આડચ તેનું મન મોડે. ૧૩૩
એવો સુરવિર ડગે કેમ દેખી,
શ્રીમત્ કુવેર શરણ લીયો પેખી. ૧૩૪
ડરે કેમ કેશરી બાલ કરાળ,
ભગે જુથ કુંજર મહા વિકરાળ. ૧૩૫
પોખે પરતાપ ગુરૂ જેહી વિત,
રહે નઘરો જગમાં નિર વિત. ૧૩૬
ધરે શણગાર કંન્યા જે કુંવારી,
શોભા સુખ નહિ બિનુ ભરથારી. ૧૩૭
ક્રિયા ઉદે અંસ પતિ તેહી જાંણો,
મિલે તેહી લક્ષ ગુરૂ પરમાંણો. ૧૩૮

ગુરૂ તે કર્તામાં નહિ ફેરફારી,
શ્રીમત કુવેરકી જયો બલિહારી. ૧૩૯

નારણદાસ ચરણચિત લાગુ,
ઇચ્છા પદ રજ ભકિત પદ માગુ. ૧૪૦

(દોહા)

મહેર કરી મોઈ દીજીયે, સેવા સમરણ ધ્યાંન,
યશ ગાવા અનુભવ ગતી, કરૂપતિપરમ અવિલાંન. ૧૪૧
પરમગુરૂકે શરણકી, મહિમા અપરમપાર,
શારદ શેષ ન કહી શકે, કે શો રહે ઇતબાર. ૧૪૨
વારપાર જાકો નહિ, ગુણગતિ દધિ સમતોલ:
ચિડિયા ચંચ ભરી રહી, સાગર સમ તમ છોલ. ૧૪૩
દધિ સમ તમ ગુરૂગતિ, મમ મતિ અલ્પ અજાંણ,
મહાપતિતકુ પાવન કરો, શ્રીગુરૂ પરમ સજાંણ. ૧૪૪
સજાંણ શરણ આવી પરે, નારણદાસ અતિદીન:
પ્રૌઢ પરમગુરૂ જાણકે, ગ્રહી શરણ રહયે લોલીન. ૧૪૫
અખિલાનંદ સુખ શરણકે, માંણે તેહી સંતસજન:
નારણદાસ શરણાંગત, રહે દ્રઢ દેઇ તનમન. ૧૪૬
ગુરૂ મહિમા સુખસે પઢે, પ્રાતઃ સમે કરે પાટ:
અનંત જનમ અઘ સંશયકુ, સબકો ઘાલે ઘાટ. ૧૪૭
મનન કરે મધ્યાનસે, અરથ વિચારે જેહ:
તિનકુ કૈવલ મોક્ષકો, યામે નહિ સંદેહ. ૧૪૮
સંધ્યા સમયે એહી પાઠકો, સૂણે સૂણાવે જે અરથ:
ઉપાશી હોય ગુરૂતણો, પાંમે અનુભવ ગ્રથ. ૧૪૯
અષ્ટ સિદ્ધિ નવનિધિ સબે, સુખ સબ સાજ:
ગુરૂ ઉપાશનમાં સબે, પાંમે અનુભવ રાજ. ૧૫૦

તેહી દાતા ગુરૂ પરમહી, શ્રીમત્ કુવેર સત્ નાંમ
નારણુદાસ નિરભય ભયે, કરી ચરણુ વિશ્રાંમ. ૧૫૧

## થાળ.

(૧)

આજ દીન સપરમો રે, ઉગ્યો કંચન ભાનુ;
મનના જે મનોરથ રે, જેનું શિરપર બાનુ. ૧

ચેહેવા આનંદરૂપી રે, હારવરને કાજે;
નિજ ભોવન સમર્યાં રે, કયારે પ્રભુ બિરાજે. ૨

મંડપ મન ગમતા રે, મોતીડે ચોક પુર્યા;
ચિત્ર હીમ અરગનાં રે, અતિ ઝલકે નુરા. ૩

કુલશ કાચ બિલોરી રે, ઝાડવાંની ઝુમ મચી;
ઝમરખ ધર્યાં ઝુમતાં રે, બાંધ્યાં તેની શોભા સચી; ૪

કેલ સ્થંભ સ્થંભાવીયા રે, લતાઓ લલીત લહેકે;
ચંપો ચમેલી ચેવડો રે, ગુલાબ મોગરડો મહેકે. ૫

તોરણુ ત્રિભાત્યનાં રે, આસો આંબા શ્રીફલનાં;
છડા કેશર કંકુના રે, ચંદરવા શોભે સ્થલનાં. ૬

રત્ન જડિત સિંઘાસન રે, મંડપ બિચ શોભે;
શોભા અધિક અનોપમ રે, દેખી મૂનિ મન લોભે. ૭

સહુ અંશ ઈચ્છા કરે રે, કયારે પ્રભુ પધરાવો;
નિજરૂપને નિરખીરે. લેઇયે મનનો લહાવો; ૮

સહુ સાજ સજીને રે, સખી તેડવા મોકલી;
મહરાજ પધાર્યા રે, સંઘે સંતની મંડલી. ૯

ચંદ્ર ઉડઘન બિચ રે, શોભા એથી સરસ બની;
બહુ વિધિનાં વાજંત્રરે, બાજે તેની ગગને ધૂની. ૧૦

એવા અખિલ ભોવન પતિ રે, મુજ રંક પર ત્રુઠયા;
આ સંસારના સનેહી રે, તે સરવે રૂઠયા. ૧૧
એક તમ વિના મહારે રે, અવર ન જોઇએ કસો;
સ્વામી સદાના સબંધી રે, સુખ સાગર ઉલસો. ૧૨
હંસ ચાલ્ય ચતુર વર રે, ચાકડી ચરણે ખટકે;
શોભા બદન વિલોકીને રે, મોહ્યું મન હરિ લટકે. ૧૩
ઘનશ્યામ મૂરત છબી રે, સુંદીરતા સારી;
ચંદ્રવદન વહાલાનું રે, નિરખી સુરતા હારી. ૧૪
લોચન અણિયાંલાં રે, વિશાલતા શી વર્ણવું;
ભાલ ભ્રગુટી તિલક સોઇયે રે, નાશાપર નર્ણવું. ૧૫
દશન કુંદકલી સમ રે, અધુરપર લાલી ઘણી;
મૃદુ ચિબુક મનોહર રે, શોભા મંદ હાસ્ય ઘણી. ૧૬
કંબુ કંઠ હૃદે સ્થલ રે, લલીત ઉદર રેખા;
ચરન પંકજ અંકિતમયે રે, અષ્ટાદશ અંગ દેખા. ૧૭
શણગાર શોભિતા રે, વિધવિધના વાગા;
સહુ લોક મલીને રે, જોવા હરિને લાગ્યા. ૧૮
ખડુકીને અટારી રે, શેરીયે તો ભીડ ઘણી;
પુષ્પ થાલ ભરીને રે, પુંજે ચેવી પ્રિત્ય બણી. ૧૯
કરૂણાદ્રષ્ટિ પસારતા રે, ભોવન મહારે આવ્યા;
ભરી થાલ સામગ્રી રે, વાલાજીને વધાવ્યા. ૨૦
ચરણે શિર નામી રે, ભેઠી હુતો ઉલટસે;
હરખી હરિ આવ્યા રે, બેઠા સિંઘાસન સે. ૨૧
પરહરી પોશાગને રે, ચોકીમે હરિ આવ્યા;
કંચન બાજટપર રે, પ્રભુજીને પધરાવ્યા. ૨૨
ત્રાંબાકુંડીમે તાજાં રે, ભર્યાં નિર ઉષ્ણ કરી;
સંત સેવક મલીને રે, પખાલે અંગ હરી. ૨૩

ચરણોદિક લીધાં રે, પીધાં મેં તો પ્રિત્ય કરી;
અંગ વસ્ત્ર સુચીત કરી રે, લુછાવર કીધો ફરી. ૨૪
પહેર્યાં પિળાં પિતાંબર રે, દોશાલાની શોભા બણી;
ચાકડીયે ચંપક કલી રે, ઘુઘરડીની ઘોર ઘણી. ૨૫
રત્ન જડીત બાજટ પર રે, બનાતી બિછાંણાં ધર્યાં;
પટ પડદા ચંદરવા રે, મહારાજાને કાજે કર્યાં. ૨૬
બહુનામી બિરાજ્યા રે, ભઈ સંતની પંગતિ;
એ સમાનાં દરશન રે, કરે તેની તરત ગતિ. ૨૭
અરચા અગ્ર ચંદનની રે, તિલક ભાલ કેશરનું;
ગજરા કર રાજે રે, હાર હરિ બેસરનું. ૨૮
ધર્યાં કલશ કંચનના રે, પવાલાં પ્રિત્યે કરી;
ગાળ્યાં નિર ગંગોદિક રે, યુગલ પાસ મૂકયા ભરી. ૨૯
થાલ સોવણ કેરો રે, કટોરા કનક તણા;
વિધવિધનાં બંજન રે, સામગ્રિમે નાંહી મણા ૩૦
કંસાર ને રોટલી રે, બુરા ખાંડ લેજો હરિ;
ઘ્રત તાજાં તાવેલાં રે, મેલ્યાં ઘી કટોરા ભરી. ૩૧
લાપસીને લાડુ રે, ભાત મૂકયો કેશરીયો;
કલી લાડુ સેવૈયા રે, મોતીચૂરનો ધરીયો. ૩૨
શિરો પુરી કચોરી રે, માલપૂવા ને મોડાવલી;
સાતપડા સુતરફેણી રે, ઘારી મેં તો ઘ્રત તલી. ૩૩
ખાજલીને ખાટાં વડાં રે, પુરણ પોલી સાકરની;
દૂધપાક દહીધરાં રે, વેઢમી મારા કરની. ૩૪
બરફી ને જલેબી રે, ગુંદરપાક ને સુખડી;
કર્યો ભાત કમોદનો રે, ભેલ્યાં ઘી ખાંડ સુઠડી. ૩૫
પડસુલીની સેવો રે, પસાવી મેં ઘ્રત ધરી;
દોયલી સાકરને રે, વાટી લાવું લેજો હરી. ૩૬

પુડા ખાટાં માંખણુ વડાં રે, ઘેબર મ્હારે ઘેર કર્યાં;
હલવો ને કોપર પાક રે, પેડા ને પતાસાં ધર્યાં. ૩૭
સેવ ગાંઠીયા રેવડી રે, મૂકુ સાકરીયા ચણા;
વરિયાલી દાંણા રે, સાલમ પાકમે નમણા. ૩૮
પોલી પંચકણીની રે, ખાખરી ખાંત્ય ઘણી;
જેહેની રૂચી માગજો રે, પિરસવાની પ્રીત્ય બણી ૩૯
મગદલ મન ભાવતાં રે, કુલર તો કાચી કરી;
ખિચડી શાંમ ભોગી રે, કાચી ચઢી જોજો હરી. ૪૦
ગલ કેરી આંબા રસ રે, રોટલી હાંસિયા ઘઉની;
પાકાં કેળાં સોનેરી રે, સધાર્યાં કટોરી સઉની. ૪૧
જુકતે અનુસ સમાર્યાં રે, રાંણ્ય ફોલી રાતલડી,
પડસુલીની રોટલી રે, જમોને પુરી પ્રીતલડી. ૪૨
મેથી દાલમે લેજો રે, લીંબુની ખટાઈ હરી;
તલ્યો પાપડ પાજ્યો રે, રેવડી જો ભાવે તો ફરી. ૪૩
પ્રભુ ભાવતી ભાજી રે, તાંદલદાની તરત તલી;
કુબીની કમાસી રે, છાંટચું મહી મીઠું વલી. ૪૪
મૂલ કંદ મોગરીયો રે; કાચી સમારીને ધરી;
સુધ્ય ભાવે સવાંની રે, ભાજી મેંતો ત્રત કરી. ૪૫
ડોડકાં ભીંડાં ડોડી રે, તલ્યાં તુરીયાં ત્રતનાં;
ચોલાફલી વાલોળો રે; ગવારફલી છે રત્યનાં ૪૬
તલ્યું શાક વંતાકનું રે, કંકોડાં કારેલાં સહી;
સમડી શાક સારૂ રે, રાઇ ભેલી નાંખુ મહી. ૪૭
ભજીયાં ગલકાનાં રે, કર્યાં કોળાનાં ભાવતાં;
જેની ઇચ્છા માગજો રે, વાર ન લાગે લાવતાં. ૪૮
પાપડીને પેપેરો રે, પ્રવલ કાચલી મેં તલી;
દોઇ જાતનાં સુરણુ રે, ઘીમાં તળ્યાં છે વલી, ૪૯

ચણા વાલ છુંગાર્યા રે, રાંણ્ય રાઇતાં નહીનાં;
બહુ ખાંત્યે છોલ્યાં છે રે, ચંપા ફનસ મહીનાં ૫૦
પસાવી ભ્રભરી દાલ રે, કઢી કરી છુંક દેઈ;
તક્ર તાજાં ધુંગારેલાં રે, ભાવે તો માગી લો તેઈ. ૫૧
તિખટ ત્રટ વાટચાં રે, ધાંણા જીરૂ મિરચ મહી;
કોથર્મીને કાલાં મરી રે. સબરસ ભેલ્યો સહી, ૫૨
બિજો આંન્ય આચાર છે રે, મોરંબા મન ગમતા;
આદા બિલિનાં અથાંણાં રે, ભાવે તે હરિ જમતા. ૫૩
બોર કેરાં કરમદાં રે આથેલ હવેજ સ્રચીયુ;
લીંબુ કેરી સધારિ રે, રાઇ સ્રસીયે સિચીયુ. ૫૪
ગરમાલો ગુંદાનો રે, આચાર એવો છે હાર;
મેથીયાં મન ભાવતાં રે, ભાવે તો માગીલ્યો ફરી. ૫૫
અવનવો આચાર છે રે, કુંવર કાચાં ચીભડલાં;
રાઇ સ્રસીયે રચાઇને રે, કર્યાં મન રીઝડલાં. ૫૬
જહેની રૂચી માગજો રે, સ્વસ્ત થઈ શ્રીમત જમો;
મુજ રંકની મનોહર રે, લેતાં હરિ દલમે ગમો. ૫૭
કૃપાસિંધુ કુવેર સ્વામી રે, જમીને ઉઠયા ઝટસુ;
પ્રીત્યે કરી પ્રસાદી રે, મુજને આપી પટસુ. ૫૮
મૂકયા કનક કટોરા રે, મંજન કર્યું મહારાજે;
હરિ હાથ હજુરીયે રે, લુંછાવર કરો રાજે. ૫૯
ઉઠયા આનંદ કારી રે, પગે પાવડી પહેરીને;
પિતાંબર પલટયાં રે, હીરની ધોતી ધરીને. ૬૦
બેઠયા નિજ સિંઘાસન રે, તકીયે ટેક દેઇ;
પંખા ઝરકશી ઝુમે રે, હવા હરિ શિતલ લેઇ. ૬૧
સ્વસ્ત સભા જમાઈ રે, સંત સજન તણી;
આધ અંત આશ્રિત રે, મધ્યે પ્રીત બણી. ૬૨

પ્રીત્ય પુરણ પાલી રે, ન્યાલ્યા નરણાં ભરી;
મનના જે મનોરથ રે, પુર્યા પ્રેમે કરી. ૬૩
દાઢમ મીઠાં લિંબુ રે, રકેબી લીલી દાક્ષની;
અંજીર ફલ સેતુર રે, જામફલ કમરખની. ૬૪
ભરી થાળ સધારીને રે, નારંગી શ્રીફળ સહી;
પ્રીત્યે પ્રભુને આરોગાવી રે, વહેચ્યાં તે સભાકી મહી. ૬૫
મુખવાસ મોહનને રે, કાજે લાવું લક્ષ ભરી;
સેવંત્રાં સોપારી રે, ચુરી તેની ઝીણી કરી. ૬૬
જાયફળને જાવંત્રી રે, તમાલપત્ર તાજાં લીધાં;
તજ લવીંગ એલચી રે, તે સર્વ ભેલાં કીધાં. ૬૭
પાકાં પાન ગંગેરી રે, કાથો ચૂનો ભેલી કરી;
આદ્ય સુગંધ સામગ્રિ રે, પાનમે પહેલી ધરી. ૬૮
બિડુ પાંચ પાંનનુ રે, વાલ્યું મેં વિવેક સહી;
પ્રિત્યે ગઇ હવિ પાસે રે, આપ્યુ લીધું મુખ મહી. ૬૯
તંબોલની લોલી રે, શોભે લાલના મુખપે;
હસ્ત વદન હરિનું રે, જોતાં પ્રગટે સુખપે. ૭૦
સુખ સેજ સમારી રે, રજાઇ રજ બુટની;
શોભા અધિક અનોપમ રે, આંણી છે ચારે ખુંટની. ૭૧
કુશ્મ સેજ બિછાઇ રે, છપ્પર જરકસી વાગા;
અરગ અગ્ર ચંદના રે, કસ્તુરીના બેહેક લાગા. ૭૨
ગરકાવ ફૂલનમે રે, તોરણ હાર તોરા ઘણા;
પંખા કુશ્મકલીના રે, ઢળે ચેહેમાં નહી મણા. ૭૩
પદ રજ અધિકારી રે, સંત સજન મલ્યા;
નિજ ચરણ પલોટી રે, સેવક સરવ પલ્યા. ૭૪
પોઢથા સુખ સજ્યામાં રે, શ્રીમત્ કુવેર ધણી;
સ્વામી દાસ નારણના રે, મલ્યા તેને મોજ ઘણી. ૭૫

થાળ. ૨

પ્રગટયો કંચન ભાંનુ આજ, પધાર્યા મોરારી રે;
હું તો લરી લાગુ પાય ચરનકી જયૌ બલિહારી રે. ૧
મ્હારા ભાગ્ય તણો નહી પાર, હરિ ઘેર આવ્યા રે;
મેં તો કંચન થાલ ભરીને, મોતીડે વધાવ્યા રે. ૨
પાયે લાગી યુગલ કર જોડી, મોડી માંન સરવે રે;
મદ સુદન નાથનું બ્રદ, ગમે ગુણ ગરવે રે; ૩
કીધાં ઉષ્ન ગંગોદીક નીર, હરીને કાજે રે;
સ્નાન કરે કરૂણાકર, શ્રીમહરાજ રે. ૪
ધોઇ ચરણ ચરણોદીક લીધાં, પીધાં મેં તે પ્રીતે રે;
પહેરાવું પીલાં પિતાંબર, પ્રભુને નિત્યે રે. ૫
ચાકડીયે ચઢીને આસન બેઠા, બહુ નાંમી રે;
જમનાં જલ ઝારી ભરીને, મેલી હરિ સાંમી રે. ૬
આડચ અગ્ર ચંદનની ચરચી, તિલક કેશરનું રે;
ગજરા કર હાર હરિને, ધર્યો બેસરનું રે. ૭
થાળ ઠીક સુંદિર ભરી લાવું, હરિની આગે રે;
જહેની રૂચી જોઇએ તે ત્યાર, હરિમૂખ માગે રે. ૮
સુખડી શિરો સુતરફેણી, સેવૈયા સેવા રે;
મગદલ મોતીચુર લાડુ, ગુંદરપાક મેવા રે. ૯
બરફી જલેબી ખાજલી ઘારી, ગેબર લેજો રે;
હલવો ને કોપરપાક પેડા, ભાવે તે કહેજો રે. ૧૦
ગલકેરી ગુલકંદ પાક, પતાસાં ને પુડા રે;
દૂધપાક પુરી પડસુલી, માલપુવા રૂડા રે. ૧૧
વડાં વેઢમી મોળાભાત, કેશરીયો કચોરી રે,
કંસારને રોટલી ખાંડ, ઘીની છે કટોરી રે. ૧૨

વ્રત કર્યો કમોદનો ભાત, કઢયાં દૂધ રાખ્યાં રે;
શિખંડ કર્યો છે સારો, મિઠાં મહીં દાખ્યાં રે. ૧૩

વડી વાલોળને વંતાક, કારેલાં સમાર્યં રે;
ભાવતાં ભજીયાં ગલકાનાં, સુધ્ય સધાર્યાં રે. ૧૪

પાપડી પટાંલાં પ્રવલ, પેપેરા વઘારી રે;
કોળાં ગવાર ફલીને કાચલી, વ્રત સધારી રે. ૧૫

સુધ્ય સુરણ સધાર્યાં દોઇ, તલ્યાં ઘી તાજાં રે;
રાંધ્ય રતાલુ નઇનાં રાઈતાં, કર્યાં હરિ કાજે રે. ૧૬

બહુ ભાત્યની ભાવતી ભાજી, મૂલાને મોગરીયો રે;
ભજીયાં બહુ જાતનાં જુક્તે, પાપડ મેં ધરીયો રે. ૧૭

બોળકેરી કેરાં ક્રમદાં ને, આદા બિલિ આથી રે;
સ્વાદ સારો મોરંબો, અધિક અતિ નચે નાથી રે; ૧૮

બહુ વિધ્યવિધ્યનો આચાર, કર્યો હરિ કાજે રે;
જેહેની રૂચી લાવું વ્રત, કહેજો મહરાજ રે. ૧૯

સ્વસ્ત થઇને શ્રીમત્, આરોગો અંતરજામી રે;
મૂકયા કનકકટોરા મંજન, કરો મમ સ્વામી રે, ૨૦

મુખવાસ આપ્યું બીડી પાન, હરિને હાથ રે;
પ્રીત્યે કરી આરોગો પ્રભુજી, લીધાં દીને નાથે રે. ૨૧

પલટી પિતાંબર આસન, બેઠા બહુ નામી રે;
શણગાર ધર્યા સોભિતા, શ્રીમત્ સ્વામી રે, ૨૨

શોભા બરની શકે નહિ શેષ, કોઇ નર જાંણે રે;
દાસ નારણ શણાંગત થઇ, સુખ માંણે રે. ૨૩

થાળ. ૩

જમવાને આવો રે કરૂણાસાગર સ્વામિ;
મારા મનના મનોરથ રે, પુરો અંતરયામિ. ૧

દિનદાસ દુરબળ મતિ રે, પતિપક્ષ છું માતો;
પરતાપ પરબલ અતિ રે, ગ્રહી થઇ ફરૂ રાતો. ૨
પ્રભુ ભોવન પધાર્યા રે, આંણી આસન આપ્યાં;
દરશન દયાળનાં રે, કરી દુખડાં કાપ્યાં. ૩
પોશાગ પરહરિ રે, બાજટપર પધરાવ્યા;
ઉષ્ન નિર ગંગોદિક રે, પ્રભુજીને નવરાવ્યા; ૪
ચરણોદિક લેઇને રે, પિતાંબર પહેરાવુ;
પગે પાવડી પહેરાવી રે, મંદિરમાં પધરાવુ. ૫
વાલે ભ્રગુટિ તિલક કર્યું રે, કેશર કુમકુમ કેરૂ;
શોભા વદન વિલોકિને રે, વારંવાર સુખ હેરૂ. ૬
લેઇ ચરણ ચરણોદિક રે, પૂંજી ભાવ પ્રિત કરી;
ફૂલ માલ ધરાવું રે, સુમન શણગાર હરી. ૭
નિરાજન કરીને રે, નવેદ હરિને કાજે;
થાલ ઠિક સમારી રે, જમો શ્રી મહરાજે. ૮
પકવાન મિઠાઇ રે, બંજન વિધવિધનાં;
સૌ શુદ્ધ સાંમગ્રિ રે, કરી બહુ રિધરિધનાં. ૯
ભજીયાં અથાંણાં રે, મોરંબા મન ગમતા;
સ્વસ્ત થઇને આરોગો રે, પ્રભુ ભાવે તે જમતા. ૧૦
જમુના જળ નિરમલ રે, મંજન કરૂ મહરાજે;
હરિ હાથ હજુરી રે, લુછાવર કરૂ રાજે. ૧૧
જમી ઉઠયા આનંદશું રે, બિડિ પાંનની આપી;
દિનબંધુ દયા કરી રે, નાંખ્યાં બંધન કાપી. ૧૨
બેઠા નિજ સિંધાસન રે, શોભા શી વર્ણવું;
ઘનશ્યામ મૂરત છબી રે, વારંવાર નર્ણવું. ૧૩
સ્વામિ કુવેર શરણનું રે, સુખડલું છે ભારી;
દિન દાસ નારણ ચિત રે, ચરણકી બલિહારી. ૧૪

## —: માસ. :—

(છપૈય–છંદ.)

વંદુ ગુરૂપદ પુજ સસુઝ અનંત ઉજાસા,
મમ હરદે કરો નિવાસ જ્ઞાનકા હોય પરકાસા. ૧
મતિમંદ અતિ અંધ ફંદ ફસી નિકસે ન સોઇ,
તારણતરણ ત્રિલોકમે તુમ બિન અવર ન જોઇ. ૨
પંથ પક્ષ મત દક્ષ લક્ષ બિના સક્રત સ્વાંમી,
વચન વારી દીયે સબન કવન કુણુ કામ કદાંમી ૩
પરમગુરૂ કે બચન સદન સદ મુદત મારી,
શ્રીમત્ કુવેર કે શરણુ નારણદાસ જાયૌ બલિહારી. ૪

દોહા.

ગુરૂપદ રજ શિરપર ધરી, નિજ ચરણુ ચિત ચાહુ,
અનિન ભક્તિ મોઇ દીજીયે. પરમ મોક્ષ જાબી પાહુ. ૧
મમ અનાથ તુમ નાથ હો, સામ્રથ શ્રીમત્ કુવેર,
નારણદાસ ગરીબકુ, ફરક કરો ભવફેર. ૨

માસ. ૧ (રાગ– સોરઠની દેશી.)

શ્રી ગુરૂ શરણુની વારતા રે,
મોપે બરની ન જાય;
અજભવ શ્રીપતિ શારદા,
ગુરૂના યશ ગાય. શ્રી ગુરૂ. ૧

કારતક કયમ કરૂ હરિ વિના રે,
સંસાર સુ સનેહ;

ગ્રહે અનલ ઉપજયો ઘણો,
બુઝાવે કુણુ તેહ. શ્રી ગુરૂ. ૨

ખટ દરશન ખોળી વળ્યો રે.
જોયા દ્વાદશ પંથ;
ધાંમ ચતુર ચતુરાઇ ત્યે,
પાયા નહી નિજ કંથ. શ્રી ગુરૂ. ૩

અગ્નિહોત્ર યજ્ઞાદિક રે,
લહ્યો સકલકો ભેવ;
તિરથ તપાસ્યાં દ્રિઘનસે.
પાયા નહિ નિજપતિ દેવ. શ્રી ગુરૂ. ૪

વિશ્વમાં વ્રત વિલોકીયાં રે,
દેખ્યો સબ સંસાર;
પાખંડ બહુ પૂંજી વળ્યો,
તહાં નહી નિજ દેદાર. શ્રી ગુરૂ. ૫

વેદ વિગત્ય નરણ્યે કીયારે,
જોયા અરથ અપાર;
ત્રિપદ તાત્વર ઇનકો.
નહિ પતિપદ સાર. શ્રી ગુરૂરૂ. ૬

ખટ સહાસ્ત્ર પક્ષ પેખીયારે,
હેર્યાં અઢારે, પુરાણ;
અદ્વૈતની હાની કરી,
મત સકલ સરાંન. શ્રી ગુરૂ. ૭

લીલાવિપુ દશ પતિના કહ્યા રે,
જોયા તેહી સુકામ;

સુન્ય દેખુ તેહી સેજડી.
લહ્યું નહી પતિઠાંમ. શ્રી ગુરૂ. ૮

જીત જાવું તિત પાતપદ રે,
દેખી હઠી ગયું મન;
કોઇ ઉગારે મને કાળથી,
સોંપુ તન મન ધન. શ્રી ગુરૂ. ૯

એહે વિકલ મન માહરૂ રે,
શાન્તિ કરે કુણ આજ;
દાસ નારણકી વિનતી,
સૂણજો શ્રી મહરાજ. શ્રી ગુરૂ. ૧૦

દોહા.

મહેર કરન મહારાજ હો, દયાવંત દાતાર;
દાસ નારણકે કારણે, ધર્યો મનુજ અવતાર. ૧

માસ. ૨

માગશરે જઈ મહરાજને રે,
મળવાની રે હુંસ;
પતિ વિયોગે બહુ પ્રજલ્યે,
તન ધુંધવતો ધુંસ. શ્રી ગુરૂ. ૧

ચહુદસ દવ દેખ્યો ઘણો રે,
મન પાંમે છે ત્રાસ;
આરો ઉગરવા એકુ નહિ,
તેનો કવન સમાસ. શ્રી ગુરૂ. ૨

જમ મિન વિછડયું નીરથી રે,
તહેને દુઃખ છે અપાર;

સુર તપે અતિ ઘણો,
ભોમી ભઇ રે અંગાર. શ્રી ગુરૂ. ૩

સિચાંણો શિરપર ભમે રે,
દેખી ભયું બહુ દુઃખ;
લીધો કે લેશે સહી,
યામે ન મળે સુખ. શ્રી ગુરૂ. ૪

સ્વાંત સનેહ ઘનસે હવો રે.
ભયા તન રે ત્યાગન;
ગગન ચઢી ગિરે ક્ષિતિ પર,
પ્રગટે તનમે અગન્ય. શ્રી ગુરૂ. ૫

જબ ઘન પરસે છારકુ રે,
ઉપજે પુની સ્વાંત્ય;
સ્નેહિ સનેહ સાચો ખરો.
પ્રગટે તનુ ક્રાંત્ય. શ્રી ગુરૂ. ૬

જમ જળમે નર ડુબતાં રે,
સંઘે પચુ પોશાગ;
ભિજંતાં ભારે થયો,
ઉગરવાનો શો લાગ. શ્રી ગુરૂ. ૭

માત પિતા સુત સુંદરી રે,
ભગની ને રે ભ્રાત;
કુટુંબ મળ્યું સર્વ કારસુ,
યેમાં સુખ ન સરાત. શ્રી ગુરૂ. ૮

ઘન શરેદ રૂતુના સનેહને રે,
સુક્તિ લહે નિરવાંણ્ય;

બુંદ લેઇને બિડે તનુ,
ભિંજે નહિ જળ જાંણય. શ્રી ગુરૂ. ૯

મોતી બને મન ભાવતાં રે,
પામે ઉત્તમ ઠામ;
શ્રીમત્ કુવેર કે ચરણમે,
નારણદાસ વિશ્રામ. શ્રી ગુરૂ. ૧૦

દોહા.

ચરણ કમળ સ્થિતિ કરી, ક્ષોણું ખસે નહી અન્ય;
શ્રી ગુરૂ કે શરણાંગત, નારણદાસ તન મન. ૧

માસ. ૩

પોષણ કરવા પધારીયા રે,
અવનિ પર આપ:
દરશન કર્યાં દિના નાથનાં,
તેનાં ગયાં સર્વ પાપ. શ્રી ગુરૂ. ૧

અગણિત ઇંડ કટાક્ષ રે,
ઉતપન કરે જેહ;
એરે વાલો આ વિશ્વમે,
નિરખ્યા પતિ તેહ; શ્રી ગુરૂ. ૨

દ્વૈત રમણ કરવા તણો રે,
હવો ઉમંગ અપાર,
લક્ષ ચોરસી જાતનાં,
રચ્યો સબ સંસાર. શ્રી ગુરૂ. ૩

ખેલ વિવિધિ બહુ ભાત્યના રે,
રૂપ ગુણ ભિંન જોય;

મન ગમતા મતને વિષે,
વશ સબહી સમોય. શ્રી ગુરૂ. ૪

ઉતઇત જીતતીત વિશ્વમાં રે,
થઇ રહાયા લોલીન;
કુણ મમ કુણ કર્તા હશે,
દોહુ પદ નહિ ચિન. શ્રી ગુરૂ. ૫

તનો અસ્મિ અંશ જબ ભયા રે,
લહયા પોતના પુરાંન;
તબ કર્મ પ્રોઢયાં પાંગરાં,
જીવ તબહી હેરાંન. શ્રી ગુરૂા ૬

હેરાન હલાહલ થઈ ગયા રે.
હુરમત્ય ગઇ હંસ;
જીવપણે જાડા થાયા,
મળે કયમ નિજ વંસ. શ્રી ગુરૂ. ૭

નિજ અંશ સબ ઘટમે રહ્યા રે,
નિરમાલ્ય નિસંખ;
આહાર વિનુ ઉગે નહિ,
વિત્યે કલપ અસંખ. શ્રી ગુરૂ ૮

અંકુર અવન્ય વિષે બહુ રે.
રહયાં બીજ અનેક;
ઉબ્ન રતે દ્રષ્ટે નાહ,
નાંહી દરશે તે નેક. શ્રી ગુરૂ. ૯

ઘન વરસે વન પાંગરે રે,
સર્વ સ્થાવર વિલાસ;

સઘન શ્રીમત્ કુવેરસે,
ઉદે જીવ નારણદાસ શ્રી ગુરૂ. ૧૦

દોહા.

જીવ અંકુર પતિ સનમુખ, વિમુખ હુતા કહી કલ્પ;
કરૂણા સઘન ગુરૂ પરસતાં, ગઇ લઘુ મતિ અલ્પ. ૧

માસ. ૪

મહાપદની ગમય છે ઘણી રે,
જાણે નાહ કોઇ જંત;
અંસ ઉદે ઉનસે હવા;
વિછડયા કલ્પ અનંત. શ્રી ગુરૂ. ૧

સુખ દેવા સર્વ અંશને રે,
અંશી ધરે તન મહાદ;
નિરખતાં નેહ અતિ ઘણો,
હરદે હરખ હુલાદ. શ્રી ગુરૂ. ૨

શ્યામ બદનકી સુંદિરતા રે,
નોતમ છબી જોર.
લલીત લતા લક્ષ લાગે નહિ,
નવછંદા નવલ કિશોર, શ્રી ગુરૂ. ૩

ચરણ શિરોજ પુનિ પરસતાંરે,
પામે નિજ દેદાર;
સાર સકલ ગુણ સેવમે,
છૂટે ભવ સંસાર. શ્રી ગુરૂ. ૪

હસ્ત વદન મૂખસે ઝરે રે,
અમૃત જેસી વાંણ્ય;

પ્રેમી જનના હૃદે વિષે,
રસ ઠરે નિરવાંણ્ય. શ્રી ગુરૂ. ૫

દયા કરી દે જેહી જનકુ રે,
તન મન પલટાય;
દિવ્ય લોચન ખોલે તેહને,
અલમસ્ત હો જાય. શ્રી ગુરૂ. ૬

મસ્ત દિવાંના હો રહ્યા રે,
ગાંજી શકે નહિ કોય;
શિરપર ગુરૂકાઃ હસ્તહે,
નિરભે ભયા જન સોય. શ્રી ગુરૂ. ૭

નરાધિ સુત સર્વ સુખને રે,
પામે બીનું પ્રહેતન;
ઓર ન પાંમે સરમથી,
રાજબીજનું એ તન. શ્રી ગુરૂ. ૮

ગુરૂનો થયે ગુરૂ એહના રે,
આગ્યે સાખ્ય અનેક;
રિધ્ય પ્રમાંણે શિષકો,
સિધ્ય સમ એ વિવેક. શ્રી ગુરૂ. ૯

છેવટ સદન સુખ ધાંમમે રે,
વસે કુવેર કેવલ;
દાસ નારણ ઉનકો સહી,
પતિ હે એકલમલ. શ્રી ગુરૂ. ૧૦

દોહા.

ઘાટ ગુરૂ હિમ પતિ સદ, શિષ પદ શરણુ વિચાર;
સુખ કારણુ સમોવડ રહે, અંત્ય લિન નિજ સાર. ૧૧

માસ. ૫

ફાગણ ફુલ ફુલ્યો નહિ રે,
વક્ષ રાખે સનેહ;
જબ ફુલે તબ પરહરે,
તજે તનથીરે તેહ. શ્રીગુરૂ. ૧

સોહાગી દીસે પુની ખિલતાંરે,
ભઇ વાસના અપાર;
તરૂપે રહે તો સારૂ ઘણું,
ગિરે ગ્રેહે સંસાર. શ્રીગુરૂ. ૨

ઠામ ઉત્તમ આરોપિયાંરે,
શોભે અધિક અપાર;
દેખે તેનાં દલડાં ઠરે,
યશ વૃક્ષ અતબાર. શ્રીગુરૂ. ૩

પરમગુરૂ વૃક્ષને ભયારે,
શિપ કલી સમતાલ;
આનનપણે અલગા નહિ,
તજે નાં ગુરૂકી ઓલ. શ્રીગુરૂ. ૪

અનિનપણું કલીવત કહુરે,
ખિલ્યા જ્ઞાનિ હોય;
ગુરૂ આધિન અંગ શોભિતા,
વિછડે જગ શિર સોય. શ્રીગુરૂ. ૫

રાખે જગ શિરપર ધરીરે,
ઉર દોહુ અસ્થાન;
વાસના કિરતિ સુખ સબ લહે,
ધન્ય ગુરૂને એ માંન. શ્રીગુરૂ. ૬

ફ્લ ઉતપન વૃક્ષને ભયારે,
તાકો રહે એક તાય;
રસ જો પિયે નીજ વૃક્ષનો,
પેઠે પુરણ પોસાય. શ્રીગુરૂ. ૭

પાકાંતે ફ્લસુ પ્રીતડીરે,
કાચુ ગ્રહે નહી કોય;
મિષ્ટ પુરણમે પુરી રહી,
અધુરે નુન્યજ હોય. શ્રીગુરૂ. ૮

મિષ્ટ જે માંણેલ માનવીરે,
ખાટાં માંણે ખરાબ;
પરમગુરૂ વૃક્ષને વિખે,
શિષ ફ્લનો અરાબ. શ્રીગુરૂ. ૯

સબંધ પુરણ સનેહથીરે,
રસ કરૂણા પોષાય;
જીવનમૂક્ત ફ્લ પાકીયાં
ગ્રહે મહા સુખદાય. શ્રીગુરૂ. ૧૦

શ્રીમત કુવેરકે શરણથીરે,
વિછડી ગયા જન દૂર;
દાસનારણ કહે માને નહિ,
ભવમાં ભટકેરે ભૂર. શ્રીગુરૂ. ૧૧

દોહા.

ગુરૂ સેવા પુરણ કરી, રીઝ દીયા વરદાંન;
નારણદાસ નિશ્ચે કહે, જીત જાયે તિત માંન. ૧

માસ. ૬

ચૈતર ચિત ચરણે વશ્યું રે,
ક્ષેણું ખસે નહી આંન્ય;
અવર ન દેખુ એ સમ,
બીજા નહિ ભગવાન. શ્રી ગુરૂ. ૧

પ્રશ્ન પ્રમાણુ સૂણી કરો રે,
સાર સર્વનો છેક;
સમઝ ગ્રહે સુધ્ય માંનવી,
તહેને કહુછું વિવેક. શ્રી ગુરૂ. ૨

ભાર અઢાર વનસ્પતિ રે,
જાતિ ભિંન અપાર;
અવન્ય જનુની પિતા ઘનથી,
ઉપજે ઉદ બીજ સાર. શ્રી ગુરૂ. ૩

આશા નહિ એક ઘન વિના રે,
દુજો અવન્ય આધાર;
સંબંધ યુગલનું સ્થાવર તનુ,
નાહ અવર કો યાર. શ્રી ગુરૂ. ૪

લઘુ દિરઘ સમ તુલ્ય નહિ રે,
પક્ષ ઘનથી સમાંન;
ભ્રાત અવન્ય જનુની પખે,
ચેસો અદલ નિદાંન. શ્રી ગુરૂ. ૫

ઓર પ્રશ્ન સમઝો સહુ રે,
ગ્રહો સિદ્ધાન્તનો સાર;
દધિ જળ જંત ભયે બહુ,
ભિંન વરણુ આકાર. શ્રી ગુરૂ. ૬

સંબંધ પિતા સુરનો ભયે રે,
જનુની જળ જોય;
ઉભયે સંયોગે પ્રજા સહુ,
મચ્છ કચ્છાદિક સોય. શ્રી ગુરૂ. ૭

ખિલત કમળ સુર દેખતાં રે,
પોયણી ધરે નહી પ્રિત્ય;
એ સંબંધ નિજ નરણુવો,
કુણ પક્ષની રિત્ય. શ્રી ગુરૂ. ૮

કમળ કમોદની જળથકી રે,
ભિંન વર્તિ જણાય;
એ સમઝણય જુવો સંત હી,
નિજ ગુરૂ ગ્યમ પાય. શ્રી ગુરૂ. ૯

ગુરૂ ગ્યમ દેવા પધારીયા રે,
શ્રીમત કુવેર કૃપાલ;
દાસ નારણ યેમ જાણીને,
ગ્રહો શરણ નિહાલ. શ્રી ગુરૂ. ૧૦

દોહા.

શરણ ગ્રહો દ્રઢ દલસુ, ચલે નાં કબહુ ચિત;
સરવેશ્વર પતિ જાણ કે, પુરણ ભઇ પરતિત. ૧

માસ. ૭

વૈશાખ વિશ્વના જે પતિ રે,
બેઠા તજી સર્વ લોક;
મન માપસ પિયુ માંનિયા,
અંતે થાસે રે શોક. શ્રી ગુરૂ. ૧

સિરગુણ પક્ષ પુરાતન રે,
સમજો સદ સાર;
નિજ દ્રષ્ટે જુવો નરણવું,
જાંહાં પ્રવણ પસાર. શ્રી ગુરૂ. ૨

પુરૂપ પ્રગટ જબસે ભયા રે,
સોહં તબ નિજ બીજ;
સગુણ સફુરણતા હવું,
રૂપ ગુણનું એ નિજ. શ્રી ગુરૂ. ૩

પુરૂષે પ્રકૃતિ પ્રસવી રે,
સંજમ ગુણ તિન;
ગુણ નાયક નર જાંણવો,
શક્તિ ભઇ સમ ચેન. શ્રી ગુરૂ. ૪

પંચતત્વ તન માતરા રે,
તમો ગુણથી એ જોય;
અંતઃકરણ સતો ગુણથી,
રજોથી ઇંદ્રિ હોય. શ્રી ગુરૂ. ૫

એ તત્વ ચોવીસનો સંજમ રે,
પ્રકૃતિ પંચવીસ;
ચૈતન છવીસમો સહી,
સત્તાવીસમો જે ઈશ. શ્રીગુરૂ. ૬

તત્વ પચીસ આપિંડનાંરે,
સઘલો વિસ્તાર;
સ્થાવર જંગમ સૃષ્ટિના,
લક્ષ ચોરાસી સુમાર. શ્રીગુરૂ. ૭

ખાણ્ય ચતુરકી ઉપજમેરે,
એથી અલગ ન કોય;
તનુધર આદ્ય એ તત્વનાં,
સમઝો સદ સોય. શ્રીગુરૂ. ૮

પુરૂષ પ્રકૃતિ ગુણ સુર લગેરે,
વિસ્તર્યો એ વિલાસ;
તત્વ પચીસ પોઢયાં પાંગરાં,
ચેતન સર્વમાં સમાસ. શ્રીગુરૂ. ૯

અંસ માલિક તત્વાતિત છે રે,
રહે અલગ સદાય;
નિરગુણ તો સમ સુન્ય છે,
ચેંન સર્વનું સમાય. શ્રીગુરૂ. ૧૦

તે પદને પરસાવવારે,
પ્રગટયા શ્રીમત કુવેર;
નારણદાસ શરણાંગત,
પરસે ગયો ભવફેર. શ્રીગુરૂ. ૧૧

દોહા.

ભવ ફરક કરનન હરિ, પ્રગટયે સદ્દગુરૂ મહાદ,
અંશ અખિલ નિજ તાતહે, સિરગુણ નિરગુણકી આદ્ય. ૧

માસ. ૮

જેઠે તે જનમ મરણ તણોરે,
ભયો રોગ અસાધ્ય;
ત્રિદોષ ત્રિગુણ તનમે ભયો,
બીજા છે પણ સાધ્ય. શ્રીગુરૂ. ૧

પાદુ પ્રકંભા ગુરૂ તણીરે,
કરે નાંહી તે રોગ;
ગુદસ્ત સ્થિતિ નિજ ધ્યાનસે,
નહી યોગ સંભોગ. શ્રીગુરૂ. ૨

ઉપસ્ત અશાક વિશે શું કરેરે,
નહી હરિશુંરે હેત;
ગુરૂ પરશ્યાની પ્રિતડી,
નહિ જગ શું સહેત. શ્રીગુરૂ. ૩

જીવ્હા વદન મંદ જાણવુંરે,
ગુણ પ્રસાદી ન પ્રિત;
ઘ્રાણ મંદ નાં સુબાસહી,
વરતે જક્તકી રિત. શ્રીગુરૂ. ૪

ચક્ષુ ચરમ ગતિ ન્યાલતું રે,
ભાળે ભિંનારે ભિંન:
શ્રવણ સૂણે વિશે સ્નેહના,
કર કરમ આધિન. શ્રીગુરૂ. ૫

મન સંકલ્પ નિત્યનો નહીરે,
અનિત્યનો આધાર;
નિશ્ચે બુદ્ધ કરે નાશને,
વરતે જક્તાકાર. શ્રીગુરૂ. ૬

અહંકાર અહં તનો અસ્મિનો રે,
અનિત્યનો આવેશ;
આપું પતિપદ પરહરી,
વરતે વિકટ વિદેશ. શ્રીગુરૂ. ૭

ચિત વિતનું ચિતવન નહિરે,
ભટકે ભવ મોઝાર;
મંદ એથી અતિ જાણવું,
સુખ નહી નિરધાર. શ્રીગુરૂ. ૮

ચહુદશ અંગ રગરગ વિખેરે,
ચરી વર્જ્યો સર્વ રોગ;
અસાધ્ય રોગિ કયમ બંચહી,
બિનુ હકીમ સંયોગ. શ્રીગુરૂ. ૯

અગમ દેશ અરસ સેરહેરે,
આવ્યા હકીમ શ્રીરાજ;
દાસ નારણકે કારણે,
શ્રી કુવેર ધિરાજ. શ્રીગુરૂ. ૧૦

દોહા.

હરિ હકીમ ગુરૂ હોયકે, ગ્રહે જીવ દરદી અનેક;
પ્રીતિસે કર કરમે દીયે, ગયે દુઃખ રહેનાં નેક. ૧

માસ. ૯

અષાડે ઔષદ અમૃત જડી રે.
લાવ્યા દીંન દયાળ;
શરણાંગત સુખ પામશે,
ગયાં દુઃખ જંજાળ.. શ્રી ગુરૂ. ૧

ત્રિદોષ હર્યો ત્રિવગથી રે,
જ્ઞાન ભક્તિ વૈરાગ;
નિજપર આલ અલગુ કરે,
ગયો તન અનુરાગ. શ્રી ગુરૂ. ૨

લોચન કર્યાં નિજ દેખતાં રે,
ઘ્રાણ ગ્રહે તે સુબાસ;
કર્ણ સાર શબ્દનો ગ્રહે,
જીભ્યા યશ ગુણ આશ. શ્રી ગુરૂ. ૩

અધુર અશાક ઉચિષ્ટનો રે,
પ્રસાદી શું સહેત;
ત્વચા પરસ ગુરૂ સંતને,
સેવા હસ્ત સવેત. શ્રી ગુરૂ. ૪

ચરણ પ્રકંમા પ્રેમથી રે,
નેંમ ધરે જન કોય;
ગુદા ઉપસ્થ થિર ધ્યાનસુ,
ભોગિ સુખના સમોય. શ્રી ગુરૂ. ૫

મન સંકલ્પ નિજ રૂપનો રે,
નિશ્ચે કરે બુદ્ધિ તેહ;
તોલ તત્વ અહંકારનો,
ચિત વિતનો સનેહ. શ્રી ગુરૂ. ૬

ચહુદશ અંગ આરોગી કર્યાં રે,
રોગ રહ્યો નહિ લેશ;
હિરણગ્રભ હરિ માત્રિકા,
દીયો લક્ષ વિશેષ. શ્રી ગુરૂ. ૭

હરિ હિરણ ગ્રભમાં ગુણ ઘણા રે,
મિટયા દરદ અનેક;
બલિહારી ગુરૂ હકીમકી,
કયાહા વિનવું વિવેક. શ્રી ગુરૂ. ૮

રોગ અસાધ્ય સંસારનોરે,
દિયો પલમે સબ ખોય:
દરદી દિવાંના હોય રહ્યા,
અલમસ્ત અમોય. શ્રીગુરૂ. ૯

શ્રીમત્ કુવેર કરૂણા કરીરે,
વ્યાધિ વિશ્વનો હરંત;
દાસ નારણય એવું જાણીને,
આઈ શરણ પરંત. શ્રીગુરૂ. ૧૦

દોહા.

દુ:ખ દરીયા સમ જીવકુ, હરતાં ગુરૂકુ નવેર;
પુરણ તમ જ્યૌ ગગનમે, અરક ઉદયે નહિ હેર. ૧

માસ. ૧૦

શ્રાવણ સુખ મળ્યું સ્રવડે રે,
ઝીલે વિરલારે સંત.
છોળ્યો ઉઠે સદ્દચિદ્દની,
આનંદ તનુ વંત. શ્રીગુરૂ. ૧

સુખ ચતુર પરકારનું રે,
વિભકિત વિચાર;
તાકે દાતા ગુરૂ ચતુરહી,
જેથી જેહ સુખ સાર. શ્રી ગુરૂ. ૨

મિલે મોક્ષ ગુરૂ મોક્ષની રે,
વાતો સૂણી સુણાય;
સુણીતલ સુખ સુખ મોદક,
ગ્રહે મસ્ત મુદાય. શ્રી ગુરૂ. ૩

નિજ ગુરૂ પદ નિજ દેહને રે,
ખોજાવે જે ખચિત;
અરસ અમર જે લોકની,
યાંહાં અંશ સવિત. શ્રી ગુરૂ. ૪

દરશાવ્યા દલ દેવને રે.
દેવાધી કુણ કંથ;
કુણ સ્વરૂપ છે એહનુ,
આવ્યા કયમ કુણ પંથ. શ્રી ગુરૂ. ૫

અંશ માલિક તન તખતનો રે,
તેનો આપે જે લક્ષ;
તે સતગુરૂ સદ જાણવા,
પામે એ નિજ દક્ષ. શ્રી ગુરૂ. ૬

અંશ અનંત ઘટ ઘટ વિખેરે,
ભમે ભવહી મોઝાર;
રમણ રલીત રસબસ થઇ,
માણે તન સુખ સાર. શ્રી ગુરૂ. ૭

અંશી નિજ કર્તા કને રે,
મેળાવે કોઇ મહાદ;
પરમગુરૂ પદ એહના,
આપે સુખ અનાદ્ય. શ્રી ગુરૂ. ૮

પરમગુરૂ પતિ સંગિતરે,
રંજિત પતિ નેહ;
વેશ:વિપુ વશ તે નહી,
સદા સંધિ હમેસ. શ્રી ગુરૂ. ૯

શ્રીમત્ કુવેર પરમગુરૂરે,
પ્રગટાવ્યો જે લક્ષ;
દાસ નારણ નિરભે ભયો,
પામ્યા પતિ પદ દક્ષ. શ્રી ગુરૂ. ૧૦

દોહા.

પરમગુરૂ પતિ પાસહી, જ્યો સુર કિરણ સનેહ;
દ્રિઘન અંશ વંશ તેહુનકો, દાસ મમ પતિ સદ તેહ. ૧

માસ. ૧૧

ભાદરવો ભલ ગાજીયોરે,
અનુભવ ઘનઘોર;
રસ પલ્લવ સહુ સ્રષ્ટિમે,
થઇ રહ્યું સબ ઠોર. શ્રી ગુરૂ. ૧
સભર સનાતન પદ વિષેરે,
શ્રષ્ટિ કયમ ઉદયંત;
વસ્તુ અકરતા એહ છે,
જુવો સકલ સિદ્ધાન્ત. શ્રી ગુરૂ. ૨
ભોમી બ્રહ્મ સિદ્ધાન્તમેરે,
ભાંડ જક્ત પ્રસાર;
ચતુર પાયે દ્રષ્ટાન્તને,
સમઝો સમઝણહાર. શ્રી ગુરૂ. ૩
આપે ભાંડ ન ઉપજત રે,
નિપજાવે કુલાલી;
અદ્વૈતમાં અનુક્રમ નહી,
જક્તનો કુણ ખ્યાલી. શ્રી ગુરૂ. ૪
અપ કંચન મસરી તણાં રે,
દ્રષ્ટાંત સમેત;

બિન કર્તા કૃત ન બને,
વિભક્તિ સહેત. શ્રી ગુરૂ. ૫

લહેર ઓરંગા અપમયે રે,
જલ કરી ન સંકત;
પવન પ્રેરક સબહી બને,
જુવો સકલ સુસંત; શ્રી ગુરૂ. ૬

નંગ કચંનમે નહી હુતા રે,
કરવાનો નહી ભાવ;
કરનહાર સોની શકયો,
જીનું શોભા સદાવ. શ્રી ગુરૂ. ૭

મિસરી નંગ મિઠાઇનાં રે
બને ઘાટ અનેક;
આપે આપ ન ઉપજત,
હલવઇનો વિવેક. શ્રી ગુરૂ. ૮

અપ કંચન ક્ષિતિ ખાંડનારે,
ઘાટ કર્તા કરંત;
ચતુર અકૃતથી ન બને,
સરજે આંન્ય સરંત. શ્રી ગુરૂ. ૯

આદ્ય સકર્તા સરજન રે,
કર્તા એક કેવલ;
શ્રીમત્ કુવેર પદ તેહના,
વેતા એકલ મલ. શ્રી ગુરૂ. ૧૦

ચકરવરતિ સિદ્ધાંતમે રે,
જીવ જો પતિ આય;

દાસ નારણુ અન અયાસથી,
નિજ પતિપદ પાય. શ્રી ગુરૂ. ૧૧

દોહા.

નિજ પતિપદ ચાહે હો, ગ્રહો પરમ ગુરૂ દક્ષ;
ઔર સકલ ઈત અટવત, એ સબ પક્ષાપક્ષ ૧

માસ. ૧૨

આસો ખેલ ખાંતીલાનો રે,
બીન ઇચ્છાનો ન ઇશ;
લક્ષ ચોરાસી વિભક્તિમે,
ભિંન ભિંન ભઇશ. શ્રી ગુરૂ. ૧

રૂપ ગુણુ વતિ વિચારમાં રે,
એકતા ન જણાય;
આશે અલગ સો અંશનો,
કયમ શકુ સરાય. શ્રી ગુરૂ. ૨

એકતા કહે કુણુ મૂક્તાહી રે,
કો અમૂકતે જાય;
મૂક્ત અમૂક્ત જો કહો,
વ્યાપ કયમ તે સરાય. શ્રી ગુરૂ. ૩

અમૂક્ત અંગ બ્રહ્મનું કીયું રે,
મૂક્ત અંગ જનાવ;
વ્યાપકવત પતસે નહિ,
અંશ અલગ સભાવ. શ્રી ગુરૂ. ૪

અંશી નિજ કર્તા કહો રે,
લહો સકલ સવેત;

સજાણ સાક્ષિ સરવના સહી,
ઉપજાવે સહેત. શ્રી ગુરૂ. ૫

સુધ્ય સંકલ્પે સકતથી રે,
ઇચ્છા સહીત કરંત;
આણુ રજ ઈંડ કટાક્ષનું,
કારણ કારજ ધરંત. શ્રી ગુરૂ. ૬

કર્તા કારણ કુલ વિશ્વના રે,
ફરક રહીને ફેલાવ;
કરત ઉદે અંશ આપહી,
બીજાનો તહાં ન દાવ. શ્રી ગુરૂ. ૭

જક્તપતિ ગતિ સામ્રથરે,
સહુનું ભરતહી પેટ;
સજાણ સકર્તા તે ન લહ્યા,
લક્ષ લાધ્યો નાં નેટ. શ્રી ગુરૂ. ૮

અધર તખત પર અરસહે રે,
જાકો અચલ આસન;
અવિલોકયું ઇત પતિ જગ,
અરજ સૂણિ દાસન. શ્રી ગુરૂ. ૯

આદ્ય સકર્તા સ્વરાજહી રે,
કરૂણેશ કેવલ;
વિશેષણ નિજ પતિનકો,
સમજુ સમઝી લ્યો દલ. શ્રી ગુરૂ. ૧૦

શ્રીમત્ કુવેરનો શરણ ગ્રહો રે,
પતિએ નિજ આપ;

દાસ નારણ નિરભે ભયો,
એ ચરણ પ્રતાપ. શ્રી ગુરૂ. ૧૧

દોહા.

આપનું આપ નિજ પતિપદ, દરસત જાકે દક્ષ;
તેહી પરમગુરૂ જાંણુ હો, પરહરી સબકો પક્ષ. ૧

માસ અધિક.

દ્વાદશ માસ પુરણ ભયા રે,
રહ્યો અધિકમ માસ;
અરથ કહુ હવે એહનો,
સંત સમઝો સમાસ. શ્રી ગુરૂ. ૧

નિગમ નિરૂપણ જે કર્યું રે;
ખોજે અરથ અપાર;
સદ્ચિદાનંદ એ ત્રિપદ,
નયેતિ પદ ન્યાર. શ્રી ગુરૂ. ૨

બ્રહ્મ પુરૂષ પ્રકૃતિ લગી રે,
કરે નિગમ નિરૂપ;
અપ્રમાણ પદ વેદથી,
કેવલ સ્વરૂપ. શ્રી ગુરૂ. ૩

મન વાણીતિત સહુ વદે રે,
વિદ્વવાન જે વેત;
અક્રત પદ વદીતલ કહે,
સાથી સૃષ્ટિ પ્રસેત. શ્રી ગુરૂ. ૪

પ્રસવનહાર તે મોક્ષ હે રે,
સર્વાતિત સરાય;

અપ્રમાણુ પદ એહ છે,
પદ પરમ પરાય. શ્રી ગુરૂ. ૫

પરમ પરાય પરમ પતિ રે,
કર્તા સકલ સજાણ;
આણુ રજ ઇંડ કટાક્ષના,
સાક્ષી સરજન પ્રમાણુ. શ્રી ગુરૂ. ૬

જીનું હુકમ શશિ સૂર સબે રે,
ઉડઘન સહીત;
સસુમાર પુની દેવતા,
માનવ જે દહીત. શ્રી ગુરૂ. ૭

પ્રકૃતિ પુરૂષ ગુણ સુર મૂનિ રે,
હુકમે વરતંત;
પંચતત્વ તન માતરા,
મહતત્વ સતંત, શ્રી ગુરૂ. ૮

ચતુરવીશ ઇશ્વર તનું રે,
હુકમે શ્રષ્ટ સરાય;
હલણુ ચલણુ ખલકે વહી,
હુકમે પરમ પરાય. શ્રી ગુરૂ. ૯

એકલ અમલ અચરાચર રે,
વર્તે સબ શિર સોય.
વિષ્ટિ સમષ્ટિ સ્વાધિન હે,
દૂજો દ્વૈત ન કોય. શ્રી ગુરૂ. ૧૦

અપ્રમાણુ આ વિશ્વમાં રે,
પર માંહી પ્રસિદ્ધ;

સો કારણ વિપુ વત ભયે,
દેવાધીશ કે ધીશ. શ્રી ગુરૂ. ૧૧

ઇશ ચતુર્દશ લોકના રે,
જગત ગુરૂ અવતાર;
શ્રીમત્ કુવેર પતિ તેહ છે,
ધન્ય શરણુ આધાર. શ્રી ગુરૂ. ૧૨

ધન્ય નગર સારસાપુરી રે,
ધન્ય ભોમી સ્થાન;
ધન્ય સંત શરણે વસે,
ધન્ય સેવક સમાન. શ્રી ગુરૂ. ૧૩

ધન્ય વસ્તિ વર્ણ ચતુરને રે,
ધન્ય સમયે સો સાર;
પ્રગટ પ્રભુકે દરશન,
પામે નિજ દેદાર. શ્રી ગુરૂ. ૧૪

શ્રીમત કુવેર પરમગુરૂ રે,
મલ્યા મનોરથ પુર;
દાસ નારણુ નિરભે ભયે,
રહ્યા શરણુ હજુર. શ્રી ગુરૂ. ૧૫

દોહા.

માસ ગ્રંથ સંપુરણ, અધિક અપરમણુ માસ;
યથા યોગ્ય જમ લહી કહી, જો ખોજે નિજ દાસ. ૧
અરથ અગમ ગતિ મત નહી, સત શબ્દ નિરવાણુ;
માસ ગ્રંથ પુરણુ ભયો, સમજો સંત સુજાણુ. ૨

માસ. ૨ (રાગ—ગરબી.)

સતગુરૂ સર્વેશ્વર સ્વામિ,
જગત પતિ સર્વ અંતરયામિ;
સતગુરૂ સર્વેશ્વર સ્વામિ,................ટેક.

કારતક સંત સમઝે સુરા,
સેવામાં રહે તે નર પુરા;
બદન તેહેના પર ઝલકે નુરા, સતગુરૂ. ૧

માગશર અરસ તણી હેલી,
આંગણુ મ્હારે થાય રંગની રેલી;
ફૂલી અનુભવ તણી વેલી, સતગુરૂ. ૨

પોષે તો પ્રેમી જન પ્યારા,
ગડયા નિજ રૂપ નહી ન્યારા;
ફરી ન આવે તે ગ્રભદ્વારા, સતગુરૂ. ૩

મહા પદના ભોગી ભવમે,
જરે નહિ વિશિયાનંદ દવમે;
જગત સુખ જાણે એક લવમે, સતગુરૂ. ૪

ફાગણ ફરક ગુરૂ રાયા,
ચરણ સુખ વિરલા જન પાયા;
છોડી જગ જે શરણે આયા, સતગુરૂ. ૫

ચૈતર ચિત ચરણે ચહાતુ,
ગમે નહિ વિશિયાનંદ નાતુ;
લહે સુખ ગુરૂ સંગથી માતુ, સતગુરૂ. ૬

વૈશાખ વિશ્વ તણી ઘાંટી,
દેહો અસ્મિની સર્વને આંટી;
કાળ મોહની માયા છાંટી, સતગુરૂ. ૭

જેઠે ઠેઠ ઠાવુ કરવું,
ચિત ગુરૂ ચરણે ધરવું:
તેથી ચોરાસી ન પડે ફરવું, સતગુરૂ. ૮

અષાડે અમૃત જળ વરસે,
બદન ગુરૂના મુખસે દરસે:
જીજ્ઞાસુ હોય તહેને પરસે, સતગુરૂ. ૯

શ્રાવણ સવડલે જોયા,
ગુરૂ જ્યમ બીજ ગગન બોયા:
મોટા મુનિવર જોઇને મોહ્યા, સતગુરૂ. ૧૦

ભાદરવે ભર સુખના ભોગિ,
આત્મ અંશ અંશીના યોગિ:
ફરયા ઇત સરવે વિયોગિ. સતગુરૂ. ૧૧

આ સૌ ખેલ તણો ખેલી,
અકલ ગત્ય અલબેલો બેલી:
મલી મન મુરજાદા મેલી. સતગુરૂ. ૧૨

પરશોતમ માસ અધિક કહે છે,
દ્વાદશથી એ દૂર રહે છે:
યેનો ભેદ કોઇ વિરલા લહે છે, સતગુરૂ. ૧૩

કુવેર સ્વામી શરણનું સુખ મોટું,
નારણદાસ ચરણમે લોટું;
એથી બીજુ તે સરવે ખોટું, સતગુરૂ. ૧૪

## માસ. ૩ (રાગ-ગરબી.)

સેવા સતગુરૂની કરીયે,
મનોરથ મન ગમતા વરીયે;
સેવા સતગુરૂની કરીયે,..................ટેક.

કારતક કરમ કરૂં સાચુ,
સતગુરૂ ચરણે ચિત રાચુ;
મનુષા જનમ ફલ પાચુ, સેવા. ૧

માગસર મહિમા જે જાંણે,
માહાપદ મગ્ન થઇ માંણે;
અવિદ્યા અંતર નવ આંણે, સેવા. ૨

પોષે સંશે સહુ ભાગ્યો,
નિરંતર નેહ ચરણે લાગ્યો:
જોતાં જીવ આતમ જાગ્યો, સેવા. ૩

માહાપદની ગ્યમ છે મોટી,
અનુભવાનંદ તણી કોટી;
ગુરૂ કરૂણાયે અગમ ઓટી. સેવા. ૪

ફાગણે ફેરો નહિ તહેને,
સતગુરૂ મહેર કરૂ જહેને;
મિટી ચોરાસી ગુરૂ એને, સેવા. ૫

ચૈતર ચંત થયું મહારૂ,
જમ જળથી મિન નહી ન્યારૂ;
અવિગત્યમે રત્ય એકતારૂ, સેવા. ૬

વૈશાખ વસમી જે વાટે,
ચલે મહાસુરા યેણે ઘાટે;
ગુરૂ ગ્યમ લેવી તે માટે. સેવા. ૭

જોઠે ઠેઠ લહી પદમી,
સ્વરુપાનંદ ભઇ કદમી;
અજંપા જાપ જપી હદમી, સેવા. ૮

અષાડે અમૃત જળ વરસે,
પરમગુરૂના સુખથી દરસે;
જિજ્ઞાસુર હોય તેને પરસે; સેવા. ૯

શ્રાવણ શિદ ફરૂ ન્યારી;
પિયુને મન ગમતિ પ્યારી;
દોહીલા દિન ગયા હારી, સેવા. ૧૦

ભાદરવે ભર સુખમે ખેલુ,
પિયુ પલ ન્યારા નવ મહેલુ;
પતિપદનું સુખ છે છેહેલુ, સેવા ૧૧

આસો સુમ તણી બાજી,
પિયુ વિના પલ દલ નવ રાજી;
વિનંતિ શિદ કરૂ ઝાજી સેવા. ૧૨

પુરણ દ્વાદશ માસ,
શ્રીમત્ કુવેર પુરી આસ;
જોડી પાંણ્ય કહે નારણદાસ, સેવા. ૧૩

—: તિથિ. :—

પડવે પિંડ છે રે કાચો,
તેમાં સતગુરૂનો શરણ સાચો;
સાચી સંગતરે કરજો,
તન મન ધન ગુરૂ ચરણે ધરજો. ૧

બિજે બિજી રે વાતો,
હરિ વિના કરવું તે ખાવી લાતો;
લાતો ખાશોરે જમની,
તહાં મુરજાદા નહીં રહે સમની. ૨

ત્રિજે ત્રિગુણની રે માયા,
આતમ અરક ઉપર ભઈ છાયા;
છાયા જબ થાશે રે દૂરી,
તબ હરિ દેખે હાલ હજુરી. ૩

ચોથે ચતુર નર રે જાંણે,
ગુરૂ મુખી હોય તે પદને માંણે;
જીવક તેનુંરે શોભે,
જેનું ચિત ચરણ કમળપે શોભે. ૪

પાંચમ પ્રેમનીરે વાતો,
જાંણે કોઇ પુરવે સનેહીનું નાતો;
સદાનો સનેહીરે સોહાગી,
સુરતા ચરણ કમળ અનુરાગી. ૫

છઠ્ઠે ઠેઠ ઠાવુંરે ગુરૂથી,
અવર ઉપાય નહી અરૂભરૂથી;
જ્યારે સતગુરૂ દલરે રિઝે,
નિજ લક્ષ દયા કરીને દિજે. ૬

સાતમ ઘટમેરે જાંણે,
સુન્યાતિત સિરગુણમે માંણે;
એકોહંગ બહુ થઇરે બિરાજે,
જ્યોં બાજીગર બાજી નિરાજે. ૭

આઠમ જે જે રે કરશો,
ઉતમ મધ્યમ કર્મને વરશો;
નિચે કર્મે રે મધ્યમ પદમી,
ઉતમ ધરમ લહે પદ કદમી. ૮

તુમે નૌતમ રે નર દેહી,
માંણે સદા શ્યાંમના સનેહી;
ભજનાનંદનારે ભોગી,
દ્રષ્ટ પદારથ કર્મના વિયોગી. ૯

દશમે વસમીરે વાટે,
ધિરજવાંન ચલે દ્રઢ માટે;
ગગનવત મેરૂ સમરે અચલ,
ઈંદ્રિ અંતઃકર્ણ ગુણ વ્રતિ મચલ. ૧૦

એકાદશી કહીયે રે જહેની,
મન સહિત ઈંદ્રિ વશ હોય તહેની;
વિશે અન્ન ભોજનરે ત્યાગિ,
સંકલ્પ સ્વરૂપ લક્ષ અનુરાગિ. ૧૧

દ્વાદશ ઘટમેરે સમાવે,
સુન્ય મંડળમે સ્થિતિ કરાવે;
સાક્ષિ સમાવનરે હારા,
સમ ચૈતનથી અંશ નિજ ન્યારા. ૧૨

તે રસ ભોગિરે ભવમે,
તિત રહે અશાક વિશેના દવમે;
ખગવતિ વિશ્વમાંરે વિચરતાં,
ઈંદ્રિ અશાક બ્રહ્મરસ પુનિ ભરતાં. ૧૩

ચહુદશ ઠસ શિરરે સ્વામિ,
પુરણેશ્વર પ્રભુ અંતરયામિ;
જહાં જમરે તહાં તમ મહાલે,
ખેલ બાજીગરનો કળે હાલે. ૧૪

પુન્યમ પુરણાનંદરે પોતે,
શ્રીમત્ કુવેર તનુ ધરી આયે જોતે:
જન અનેકરે તારે,
જન કોઇ પ્રિત્ય કરી આવે પારે. ૧૫

પંદર તિથિ થઈરે પુરી,
ગ્રહે જન ચરણ કમલપે હજુરી;
દાસ નારણનારે સ્વામિ,
શ્રીમત્ કુવેર મલ્યા દુઃખ સહુ વામિ. ૧૬

—: હજુર પદ. :—

પદ. ૧

એવા બકતા દીઠા બહુર રે,
હજુર નર કોઇ રહે;
જાકે હાલ ગુરૂકો હમેશ,
દેશ તે વિરલા ગ્રહે.....................ટેક.

ભેખ ધરી ભજવે સૌ સરખા,
લજવે અંતર ગતસે;
સાચપાણું સુધ્ય સતગુરૂ સાથે,
વરતે નહિ ચાલે મતસે. હજુર. ૧

ખગ ચરમે ગિગો ગુણ ગ્રહેવા,
પતંગ પાસ તે આવ્યો;
વસ્તિમાં દિપકકુ દેખી,
ખબર ખરી તે લાવ્યો. હજુર. ૨

દિપક દેખ પતંગ ન આવે,
તુરત માંહી મરજાવે;
હાલપણું તે હકે થયાનું,
વહાલપણે મરી જાવે. હજુર. ૩

લોહ પારસકો પરસ કરે તો,
રહે નહિ તે જાતી;
પિતળ કાંસુ પલટે નહિ,
વંઠેલ છે એની જાતી. હજુર. ૪

ભૂપત પાસ ભવૈયો આવી,
વેશ ધર્યો નરપતકો;
યાચકપણું અંતરથી તજકે,
ભજવ્યો વેશ મત સતકો. હજુર. ૫

પતિવ્રતા તે પ્રિયુકી સંગે,
હલમલ સુખમાં મહાલે;
ફ્કેર ફરકકી ચિંતા ચિતમે;
મન ગમતું નવ ચાલે. હજુર. ૬

મંડલી એતની મે,
તસકર આવી પેઠો;
પ્રહાર કરી પરજારીયો પણ,
ઉઠી કબહુ ન બેઠો. હજુર. ૭

શિષ થયો પણ શરન પનૈ સમ,
બચન ગુરૂનું કાપે;
ઉત્તમ પદવી પાંમે નહિ,
રહ્યો મધ્યમને દાપે. હજુર. ૮

સ્વાંન સુકર ખર મંજારી સુખ,
મુગતાહલ થઇ મહાલે;
અનરથ અરથ કમાવા કિલમિસ,
વરતે તે મહો કાલે. હજુર. ૯

શ્રીમત્ કુવેર કે શરણ ગ્રહીને,
રહો સદા સત મતસે;
નારણદાસ આશ ચરનનકી,
રાખો સદા ગતી વતસે. હજુર. ૧૦

પદ. ૨

એવા બાદલ જગમે બહુર રે,
હજુર નર કોઇ રહે;
મહા કઠણ કસોટિ ગુરૂકી,
બચન બ્રદ વિરલા ગ્રહે..................ટેક.

મન ગમતુ તન આચરે નહિ,
ચાલે ગુરૂને શબ્દે;
મહા વિકટ વટ વાટ વિશ્વની,
અંતરથી તજી જબ દે. હજુર. ૧

ખર વાહન છોડાવીને જે,
ગજ વાહન કરવાવે;
તાકો ઉર અવગુણ ગ્રહે તો,
નિશ્ચે નરકમે જાવે. હજુર. ૨

કોડી બદલે કનક દેવે,
તે દાતા મહા સુખદાઇ;
તાઇ તજી ઉદ્યમ આદરતાં,
પશુ ઉપમા સમતાઇ. હજુર. ૩

પશુ સાર અસાર જુવે નહિ,
બબુચક વત સબ પ્રાસે;
નરૂ દેખીતા નાહેર સરખા,
નમણા વૃતિ વિત ગ્રાસે. હજુર. ૪

ખળ જ્ઞાનિ અંતરના ખોટા;
મોટા થઇ બિચ બેસે;
હરિ ગુરૂ સંત સેવામે,
પિછા ભરી ડગ પેસે. હજુર. ૫

જમ તમ કરીને હાજર હુકમે,
ચાલો ગુરૂની લહારે;
દયાસિંધુ ઉર મહેર કરીને,
ગુણ અવગુણ સબ નિવારે. હજુર. ૬

શ્રીમત્ કુવેર કે શરણ ગ્રહીને,
તજે આંન્ય ઉપાધિ;
નારણદાસ આશ પદ રજકી,
રાખો તો સહુ વિધિ સાધિ. હજુર. ૭

પદ. ૩

ગુરૂશબ્દનાં લાગ્યાં બાંણ રે,
ઘાહેલ ગત સંત સહી,
પાંમી મૃત્યુ સજીવન હોય,
હિંમત હરદમ મહી...............ટેક.

ભમર કિટકુ ગ્રહી ચટકાવે,
કિટ ભમર હો જાઈ;
ગુરૂ કસોટિ સહન કરે તો,
ખગ અનુભવ વ્રતિ પાઈ. ઘાહેલ. ૧

નગર નાયકા વેશ ધરત હે,
પતિવ્રતાને જોટે;
પતિવ્રતા તે પિયુ રિઝાવન,
યો ધરે તે દલ ખોટે. ઘાહેલ. ૨

સુરભિ સુત ઘાહેલ અઘાહેલ,
કિમત સમતા નાંહી;
શાલ્ય ઉદેથી અલગ જમાવે,
પોત દેખાડે તાંહી. ઘાહેલ. ૩

જેથી ઉપજે વરતે તે ગત,
સુરત સુધ્ય ના હોઈ;
સુરત સનેહિ સાયભો,
તે હાથ ન આવે કોઇ. ઘાહેલ. ૪

સંત ઘાહેલકી ગતી જણાવું,
સૂણો સકલ ચિત લાઇ;
મહા વિકટ વટ વાટ વિશ્વની,
ગુરૂ કિરપાસે પાઈ. ઘાહેલ. ૫

ભૂપતિ નિકટ ભવૈયો આવી,
વેશ લીધો નરપતકો;
દિનપણું તજી જોયું તપાસી,
ભૂપત મત દ્રઢ સતકો. ઘાહેલ. ૬

ભૂપત પત શ્રીકુવેર રિઝાવન,
વેશ લીયો ભગવાનો;
નારણદાસ કહે રાખ હૃદામે,
નહિ તો જગ ઠગવાનો. ઘાહેલ. ૭

પદ. ૪

ચક્રવતિ પતિ નિજ તાત,
પરમગુરૂ પ્રગટ ભયે;
ચાલો સંત સજન કહુ વાત,
નિજ આનંદ મયે........................ટેક.

આનંદ અખંડ વિલસી રહ્યો જહાં,
સંત સજન તહાં આવે:
તેહી સુખ નાહ બ્રહ્મ લોકમે,
તો ઇતસે કહાં પાવે. પરમ. ૧

મહા મંગલ મયે સ્વરૂપિ સાયભો,
ચરણે સુરતિ લોભી;
જિર્તાતિત ઉતઇત કહી ન જાવે;
ચરણ કમળ પર થોભી. પરમ. ૨

દેવતણા જે દેવ દેવાધિ,
દધિવત ગતિ ગ્યમ ઘહેરી;
ત્રિયે તાપમાં તપત જેહી જન,
તે પર દે ક્રિપા લહેરી. પરમ. ૩

સરવાતિત સરવજ્ઞેની,
ગતિ ન જાંનત કોઈ;
વ્યાપક વિભુવત માંનીને,
બ્રહ્મ અસ્મિ કહે સોઇ. પરમ. ૪

અસમિ કહે પણ આશ લગી રહે,
તે ચિનત નહિ અંધુ;
તેહી ગતિકુ કુન જનાવે,
તબ આયે દિન બંધુ. પરમ. ૫

ચાર સમ્પ્રદા બાવન દ્વારા,
ખટ દરશનની આદે,
બારપંથ પર અપર અનેકા,
તેહી પણ લગ્યા ઇત નાદે. પરમ. ૬

જિતાતત અંસ ફસાઇત દેખી,
તબ આયે નિજ આપે;
પરખે તો પદ છિનમે પાવે,
બિન પરખે રહે અદાપે. પરમ. ૭

શ્રીમત્ કુવેર શરણાનું સુખ,
મહા અપરબલ જાંણે;
નારણદાસ આશ પદ રજકી,
શરણે રહી સુખ માંણે. પરમ. ૮

પદ. ૫

મહા વિકટ વાટ વૈરાગ,
રાગ નહિ જગ સાથે;
ખગાકાર વ્રતિ વ્રત બંધ,
સબંધ એક નિજ નાથે..............ટેક.

સબંધ નહિ સતગુરૂ બિન જગમે,
ભવ તે ભિન્ન રહાઇ;
નાશવંત દેખી દલ દાઝે,
જ્યૌ સરપ સનેહ કરાઇ. રાગ. ૧

ઇંદ્રિ અંતઃકરણ કબજામે,
ભમતાં નવ દે ભવમે;
અનંગ અગન્ય પ્રજાલે સહુને,
તે કેમ દાઝે એ દવમે. રાગ. ૨

આલોક પરલોક અશક તજ,
પરમ રસે જે ધ્યાપા;
ભૂખ નાહ ભવ ભરન પક્ષની,
ગુરૂ ચરણે મન થાપ્યા. રાગ. ૩

જગથી તિત થઇ જગ માંહી,
વરતે જગ વહેવારા;
એ લંપટને લાજ કસી છે,
ઉલકી ભખે તે આહારા. રાગ. ૪

સ્વાન સરીખા સનેહ કરે તો,
સંગત કબહુ ન રહીયે;
જેહી ઠાંમ જાંહાં ગળી ઘોળાય,
ડાઘ લગે નવ જઇયે. રાગ. ૫

શ્રીમન્ કુવેર કે ચરણ કમળપે,
સનેહ સાચો જે કરહી. રાગ. ૬
નારણદાસ આશ પદ રજકી,
તે જગથી શિદ ડરહી. રાગ. ૭



## —: હેલારી પદ. :—

પદ. ૧ (રાગ-હેલારી)

સંસાર સાર કછુ નહી,
અંત્યે જોયું વિચારી;
ઉપન્યુ તે અલપાય છે,
ગયા કર રે પસારી.......................ટેક.

રાજા રંક ધનવંતહી,
ગુની ગાંધ્રવ સુરા
અશક ધર્યો સંસારસુ,
કાલે કિનારે ચુરા. સંસાર ૧

ગ્રસ્ત પ્રસ્ત વાન બ્રહ્મચરજહી,
ચોથા જે સંન્યાસી;
મતવાદી મતને વિખે,
ચિન્યા નાં અવિનાસી. સંસાર. ૨

જોગી જંગમ સેવડા,
તપસીને દરવેશા;
બ્રાહ્મણ ભૂલ્યા ભવ વિષે,
ભિન્ન જાણે છે વેશા. સંસાર. ૩

સો સત માની મતમાં રહ્યા,
પેખ્યા નાં કિરતારા;
વરણ ભિન્ન ભવમાં ઘણી,
ભિન્ન વરતે વહેવારા. સંસારા. ૪

સમઝુકુ સંક્ષેપમાં,
કહે નાથા સો કહી દીના;
મૂરખસે નવ બોલના,
તહાં તો મુન્ય ગ્રહી રહેના. સંસાર. ૫

શ્રીમત કુવેર કરૂણાકર,
છો ગરીબ નવાજ;
દાસ નારણ એવું જાણીને,
આવ્યો ચરણ ધિરાજ. સંસાર. ૬

પદ. ૨

સાધુ જન સુખીયા ઘણા,
સમઝે સુખ હોઈ;
વેશ ધર્યો આ વિશ્વમે,
માને નહી કોઇ. ટેક.

તાકો કહું દ્રષ્ટાન્તહી,
સમઝો સદ સારા;
નરાધિ પ્રત્યે ખેલી ખેલકુ,
અયો યાચન હારા. સાધુ. ૧

વેશ લીધો ભૂપતિ તણો,
નરપતિનીરે આગે;
માલક મન પ્રસન્ન ભયો,
માફ મુખસે જો માગે. સાધુ. ૨

યાચકપણું જેણે પરહર્યું,
જોયો વેશ તપાસી;
મનગમતી માંજો ભોગવે,
અંત્યે પદ અવિનાસી. સાધુ. ૩

દીપક જોતીમે કાજલ ભર્યું,
પ્રગટે પદારથ અંગે;
નિરાવણમે નેક નવ લાગે,
ચેસા સાધુની સંગે. સાધુ. ૪

દધિ મધ્યે તુપ તક્ર રહે,
ભિન્ન કરે કોઈ ભોગિ;
સંગ દોષ પરહરી જુવે,
માંણે વસ્તુ મહા માંધિ. સાધુ. ૫

શ્રીમત્ કુવેર કરૂણાકરી,
સ્વામી મહા સુખદાઇ;
દાસ નારણ એવું જાણીને.
ચરણે રહયો લપટાઇ. સાધુ. ૬

પદ. ૩

સંત સમાગમ કીજીયે,
સંત સાચા જાણી;
પિંડ પ્રચંડ કરી પ્રિછવે,
સાંખ્ય યોગની યેધાણી............ટેક.

પંચ તત્વ તન માતરા,
તમો ગુણકા એ અંશ;
દશ ઇંદ્રિ ઓરૂ દેવતા,
રાજસનો રે વંશ. સંત. ૧

અંતઃકરણ વિષ્નુ તણાં,
ચતુર વીશ તત્વ;
પ્રકૃતિ પંચ વિસમી,
છવીસમો ચિદ સત્વ. સંત. ૨

સાક્ષિ તે સત્તાવીસમો,
સર્વનો જે નિયંતા;
અધર તખત પર બેઠકે,
ભોગિ ભોગ અચવંત. સંત.૦ ૩

પ્રાત લોમ તત્વ કરી જુએ,
ઉપન્યું તાંહાં સમાવે;
સમતાં સરૂરણ જે રહે,
ગુરૂ ગ્યમસે પાવે. સંત૦ ૪

ઉરણ નાભ જમ ઉરણા,
ભખ્યે ભિન્ન ન રહેવે;
મોજ જુગલ સમ ભાવતી,
મૂનિવર મૂન્ય ગ્રહેવે. સંત૦ ૫

વિષ્ટિમે ખેલ વિવિધિ તણો,
ખેલારીનીરે માંજો;
ચાસમી ચતુર થઇ ભોગવે,
બીન ચિન્યે શિર બોજો. સંત૦ ૬

બોજ ઉઠાવે બહુ ભાત્યનો,
તન લક્ષ ચોરાસી;
દેહો અસ્મિ અંશ થઈ ગયા,
આપુ જોયું ન તપાસી. સંત૦ ૭

અંશ અખિલ તનમે રહ્યા;
ભેદ કહું સમઝાઇ;
તકર તુપ સંયુક્ત હે,
આપા તુપ ગમાઇ. સંત૦ ૮

તકર મુદા બિના મોજ હે,
ચતુર નર જાંણે;
તુપ અંશ અપરબલ;
સુખ વિરલા માંણે; સંત૦ ૯

ભિન્ન કીયે બિનુ ભાવના,
ગયે કયોં રે ખટાઇ;
સાંખ્ય યોગ ગુરૂ મૂખથી.
દેહો અસ્મિ મિટાઈ. સંત૦ ૧૦

ક્ષિતિ જલ પ્વન અગ્નહી,
અંશ નાંહી આકાશ;
પ્રાણ દશુ તન માતરા,
અંતઃકરણ તિત વાસ. સંત૦ ૧૧

પંચકોશ નિજ અંશ નાંહી,
ઉરમાંથી ન્યારા;
પંચુ અવસ્તા પરહરી,
ખેલી ખેલાવનહારા. સંત૦ ૧૨

ખેલવણાં અબ નરણવું,
ખોવાયો નિજ ખેલી;
સાંમ્રથ થકો પ્રગટ કરે,
નહિ ઉનકારે બેલી. સંત૦ ૧૩

જાંહાંસે અંશ નિજ ઉપન્યા,
સો ઘરકા જે હોઇ;
પ્રગટ કરી પરસાવહી,
સાચા સતગુરૂ સોઈ. સંત૦ ૧૪

પરમગુરૂ જો પાવહી;
ભાયગ ઉનકા પુરા;
આપનું આપ પાતપદ,
દોહુ હાલ હજુરા સંત૦ ૧૫

રતિવંત નર ગતિ જાણુહી,
પુરવકા જે સનેહી,
સુકૃત જનમ અનંતનુ,
અનુભવ તાંહાં તેહી. સંત૦ ૧૬

અંશ ફ્સાઇત જાણુકે,
ઉપજી મહેર અપારા;
ધરી તન હરૂ સબ ફંદકુ,
ખૂદ કર્તા વિચારા. સંત૦ ૧૭

કૈવલ વલ વરજીત હે,
વલ ધર્યો અંશ કાજ;
તબ ઘનશ્યામ સુંદિર હરી,
શ્રીમત્ કુવેર મહારાજ. સંત૦ ૧૮

નારણદાસ આશ પદ રજ,
ઔર જગકી નાંહી;
બંદી છોડ બ્રદ જાણીને,
શરન પરે નિજ સાંઇ. સંત૦ ૧૯

# —:: ગોડી પદ. ::—

પદ. ૧ (રાગ-મંગળની છાયા.)

પ્રગટ મનુજ અવતારા,
કેવલ કુલ પ્રગટ મનુજ અવતારા;
કોઇ જાણે જાણનહારા, ટેક.

નયેતિ નિગમ તિત સાહાસ્ત્ર બચનસે,
અનુભવ અગમ અપારા;
નભવતુ ભવિત લહીત ગતી જાકે,
સો પતિ ખૃદ કિરતારા. કેવલ ૧

અષ્ટાદશ ચિંન અંગ શોભિત જીનું,
નૌતમ છબી સુભ સારા;
લલિત લક્ષ ઘનશ્યામ સ્વરૂપકે,
દરશન તે ભવપારા. કેવલ. ૨

ભુક્ષણુ વિવિધ પટ શોભિત,
સોત્રણુ સકલ શણુગારા;
મંગળ સુરત મનોજલ જાવન,
સો પ્રભુ પ્રગટ દેદારા. કેવલ. ૩

સુંદિર સિંઘાસન આપ બિરાજે,
છત્ર સો શિરપર ધારા;
દાહ વામ દોઉ ચમર ઢોળત હે,
છડીદાર દોહુ ઠારા. કેવલ. ૪

વિધિ પૂરવક પૂજા સબ સજકે,
બાજંત્ર બજે ઝનકારા;

ઝગમગ જ્યોત જરત દોઉ દિપક,
જ્ઞાન કરત ગતિયારા. કેવલ. ૫

સંત સજન આરતિ સજ ઠાડે,
જોડી કર સુરત સકારા;
નિરખી રૂપ રસ લિન સુરત જબ,
હો ગયે ચિત્ર આકારા. કેવલ. ૬.

પુષ્પાંજલિ સ્તુતિ વિનયે વિધિ,
કરે જન હરખ અપારા;
અહો નિજ આપ તાત સબનકે,
સુખ નિધિ શરણુ તુમારા. કેવલ. ૭

કરૂણાસાગર નામ પ્રમાણિક,
કરૂણા દૃષ્ટિ પસારા;
કરૂણા મોક્ષ કેવલ પતિ પાવે,
અંશ અનંત ભવ પારા. કેવલ. ૮

શ્રીમત્ કુવેર ધન્ય પ્રગટ પોમીપર,
કદમ કીયે અગ જારા;
નારણુદાસ આશ પદ રજકી,
શરણાંગત સર કારા. કેવલ. ૯

પદ. ૨

અલખ ખોજો ઘટમાંહી,
હોસંતો અલખ ખોજો ઘટમાંહી;
તાતે જનમ મરણુ ભયે નાંહી,............ટેક,

અલખહી આપ લખીત તન સારૂ,
વારૂ આ વિશ્વ વિલાઇ;

વિલંતાં વિત રહે જે વસ્તુ,
ઉદે ન અસ્ત સોહાઇ. હો સંતો. ૧

વિતપન વેષ વસ્તુ જે વેશાતિત,
તે લક્ષ દે ગુરૂ સાંઈ;
માટે ગુરૂશિર સામ્રથ થાપો,
દે નિજ પદ ઓળખાઈ. હો સંતો. ૨

બિન ગુરૂ અલખ લહે નહિ જુગધર,
જે લહે તે વિલજાઇ;
આગ્યે સાખ્ય અનંત ઉનકી,
જબ દે ગુરૂ બકસાઇ. હો સંતો. ૩

ગુરૂ પદવી સબકે શિર સામ્રથ,
જાહેર જુગકી માંહી;
દશ અવતાર ચાહે ગુરૂ ચરણાં,
રહે નિજપદ સરસાંઈ. હો સંતો. ૪

ગુરૂ કરતા દ્વે નાંહી નિજ એકુ,
અજબ કળા કળ પાઇ;
શ્રીમત્ કુવેર કે ચરણ કમળ પર,
દાસ નારણય બલજાઇ. હો સંતો. ૫

પદ. ૩

સેવો ગુરૂ પદ સોઈ,
હો સંતો સેવો ગુરૂ પદ સોઇ;
જામે આવાગવન નવ હોઇ, ટેક

ગુરૂ કામધેન કલ્પતરૂ તદ સમ,
હે ચિંતામણિ વત જોઇ;

પરસત પુરણ હોઈ મનોરથ,
મન વંછિત ફળ હોઇ. હો સંતો. ૧

ગુરૂ મહિમા મોટા જન જાણે,
માણે વિરલા કોઇ;
અશક ધરી રસ પ્યાલા પીવે,
જન મતબાલા હોઈ. હો સંતો. ૨

ભયા મતબાલા મસ્ત દિવાંના,
ત્રણાવત જગ જોઈ;
સામ્રથ ગુરૂ શિર પરહી બિરાજે,
તાતે ડરૂ નહિ કોઈ. હો સંતો. ૩

ભાગ્યા ડર ભર જનમ મરણકા,
સુખ સાગર વિલસોઈ;
ઉતઇત સભર સુધારસ સિંધુ,
ઝિલતાં જન મિન હોઇ, હો સંતો. ૪

આનંદ કંદ કરૂણામયે કાયમ,
શ્રીમત કુવેર સત સોઇ,
દાસ નારણ કહે જયો બલિહારી,
ચરણકમળ ચિત્ત પ્રોઈ. હો સંતો. ૫

પદ. ૪

ગુરૂ ચરણકા ઉપાસી,
હો સંતો ગુરૂ ચરણકા ઉપાસી;
અવર ન ચિતમે આસી. ટેક.

કોઇ તિરથ વ્રત જપ તપ કરહી.
કોઈ તજી અન્ન અપવાસી,
કોઇ કંદમૂળ દૂધ પિવે ફરાળી,
યો જીતાતિત મત રાસી. હો સંતો. ૧

